# BHARTI-BHUSHANA



A

Quarterly Literary Magazin,

SPECIALLY INSTITUTED FOR,

and

Dedicated to the Memory of,

the late

RAO SAHIB ULLASRAM ARJU

Kant

by his

Most dutiful son,

BALASHANKER



NARIAD

Published by

Surajram Natholal Mehota

# વિષય.





# ભારતીભૂષણ.

પુસ્તક ૧લુ. જાન્યુઆરી સન ૧૮૮૭ અંક ૧ લો.

## હરિ પ્રેમ પંચ દશી*

SOLEMN ODES

[૧]

બલિહારિ તારાં અંગની ચંબેલિમાં દીઠી નહીં
સખ્તાઇ તારા દીલની મેં વ્રજમાં દીઠી નહીં ૧
મન માહરૂં એવું કુળું પુષ્પ પ્રહાર સહે નહીં
પણ હાય! તારે દિલદયા મેંતો જરા દીઠી નહીં ૨
એક દીન તે અલકાવળીમાં દીઠિતી મુખની છબી
પણ ગુમ થઇગઇતે ગુમાની ત્યારથી દીઠી નહીં ૩

---

* આવાં પ્રેમગીતો અંગ્રેજીમાં અને ફારસીમાં ઘણા કવિઓએ લખેલાં છે. સદરહુ પંચદશીમાં પ્રેમાંશ તત્વો છે અને અંતરોત્તર જ્ઞાનાંશ ઢંકાતો ચાલ્યો જાયછે. અમુક સિદ્ધાંત ઉપર આ લખાણ છે જેનુ વિવેચન અવસર અને આશ્રય મળે કરીશું નરસિંહ મેહતાદિ આ પણા વખણાયલા ગુજરાતી કવિયોએ પણ આવાં ગીત લખેલાં છે.

પદ્ધતિ ફારસી પીંગળની રાખીછે. પરંતુ વચમા કોઇ કોઇ ગીત દેશી રાહની પણ મુક્યાં છે. વાંચનારને ઉપર છંદના વિચાર ન કરતાં જરા ઊંડી દૃષ્ટિથી વાંચવાની અગત્યતા છે. ગાનારને ગમેતે રાગની લહેમાં આનંદ થશે. અને સામાન્ય વાંચનાર હરિગીત છંદની ચાલથી [ગાશે] તો વાંચી શકશે. પણ લખનારેતો ગાવાને વાસ્તેજ રચ્યાં છે.

ઓ! કંઇ જરા કર સોચકે મારા ઉપર શાને ગુમાન્
મેં દેહ અર્પ્યો તોય પણ દિલદારને દીઠી નહીં ૪
ગુમ્માનિ નુખરાબાજ ગોરી સુંદરીઓ મન હરે
પણ કોઇએ ઓ! યાર સમતુજ સુંદરી દીઠી નહીં ૫
ઓ! વીર! વિરહી ખોળતા તુજને જગત કંઇકંઇ ભમ્રે
ગિરિવર ગુહા કે કુંજકુંજે તોય મેં દીઠી નહીં ૬
બાગમાં અનુરાગમાં કે પુષ્પના મેદાનમાં
ખોળી તને આતૂર આંખે તોય મેં દીઠી નહીં ૭
સરખાવિ તારૂ તંન મેં ખોળી ચમેલી વંનમાં
પણ હાય! ખૂબી આજની કરમાઇ! કાલ દીઠી નહીં ૮
તુંતો સદાનૂતન અને આખું જગત નિત્યે જુનું
મિથ્યા પ્રપંચે કયાંથકી તું તેથિ મેં દીઠી નહીં ૯
તુંતો ખરી જ્યાં પ્રેમ પૂરણ પ્રેમિનાં કાળજ બળે
એવી દયાળો એ ગુમ્માની! મેં કહીં દીઠી નહીં ૧૦
મુખચંદ્રમાં મેં દીઠિછે આખી છબી આ જગતની
પણ આંખડી મુજમાં વસીતું તેથિ મુજ દીઠી નહીં ૧૧
ઓ! કાળજાની કોર કાં કાપે હવેતો થઈ ચુકી
મેંતો પ્રથમ કાપ્યું સુપ્રેમે તોય મેં દીઠી નહીં ૧૨
કોઇ દેવ આવી કાનમાં દેછે શિખામણ પાંશરી
"આ જગતની જંજાળમાં ચતુરાઇતો દીઠી નહીં" ૧૩
જ્યાં પ્રેમમારો જળહળે ત્યાં તેં દીધો બદલો ખરો!!
તો આ જગત છોડયાવિના મુક્તી બિજી દીઠી નહીં ૧૪
એકદીન મળશે તે અધર સૂધા સબૂરી બાલ ધર
હાં! એ બધુંએ છે ખરૂં પણ હાલનો દીઠી નહીં. ૧૫

# પ્રભાવ

ચોપાનીઆંઓના ભર જમાનામાં અમારો પ્રયાસ વિદ્વાન વાચક વર્ગ આગળ મુકતાં અમને..કેટલીક શંકા તથા ભય રહેછે. પરંતુ આ પ્રથમ પ્રયાસથીજ ખરા-વિદ્વાનને માલમ પડી આવશે કે અમોએ કેવા મહત્ અને રસિક વિષયો પસંદ કર્યા છે. અમારે ભવિષ્યનાં વખાણ અમારે હાથે કરવાં એ ન્યાય અને નીતિથી ઉલટું છે. અમે તેથી આં ત્રિમાસિક વિષે વધારે ઓછુ કહી શકતા નથી. અમારી કલમનો વિશ્વાસ વિદ્વાન હૃદયનેજ સોંપીયે છીએ. અમારો હેતુ ભાષાનાજ વિષયો ચર્ચાવવાનો છે. આપણી ગુજરાતીમાં બીજાં શાસ્ત્રો, સિદ્ધાંતો ચર્ચાવવાના છે અને આ પ્રમાણે ઘણા મોટા પાયા ઉપર અમોએ ધોરણ રાખેલું છે. સાહિત્યનો વિષય ભરચક ચર્ચવવાનો છે. અને તે દરેક વિષય .શરૂ કરતા પહેલાં સુચન કર્યુંછે તેજ ઉપરથી જણાશે. તેથી વધારે લંબાણથી અત્રે ચર્ચા કરી નથી. વિદ્વાન લખનારને અને વાંચનારને વાસ્તે વિસ્તાર ક્ષેત્ર રજુ કરીશું. અમારો પ્રયાસ જોતાંજ માલમ પડશે કે થોડે દિવસે ગુજરાતી પુસ્તકશાળામાં અમે કેટલાં પુસ્તકો--ઘણાંજ અગત્યનાં પુસ્તકો--રસમય, વિચારમય, અને અપ્રસિધ્ધ 'પુસ્તકો-- ઘણા મોટા સંગ્રહ, જે છપાવતાં ઘણોજ બોહોળો ખરચ થાય. અને કીમત પણ ઘણીજ વધી પડે. જે ગ્રંથ છપાવતાં રૂપૈયા વીસ કે ત્રીસ કીંમત રાખવી પડે. તે ગ્રંથ સરેરાશ અમે છ વરસમાં પુરો કરી વાચક વર્ગ આગળ મુકતાં આ ત્રિમાસિકના ખરીદદારને પાં રૂપૈયા લેખે રૂપૈયા દોઢ કે બેમાં મળશે. જે સંગ્રહમાં અમારી જનમારાની કરેલી મેહેનત ફળિભૂત કરવામાં આવશે. પ્રવિણસાગર જેવડો ગ્રંથ છપાવતાં રૂપૈયા દશ કીમત રાખવી પડીછે તો અમારો આજથી શરૂ કરેલો વેનો बाल बृहत् साहित्य सिंधु જે એના કરતાં ચોગણો થશે તેમાં અમે નફાની આશા કેટલી રાખી હશે અને વાચક વર્ગને કે

ટલી જુજ કીંમતમાં અર્પિ દઇએછીયે તે વિષે અને અમારી મેહેનત-પ્રયાસ-વાંચન-ઉદયોગ અને પ્રબોધ કેટલા પોહોળા પાયા ઉપર છે તે વિષેનો વિચાર વાંચનારનેજ સોંપીએછીયે. આશા તો છેફ્ત હરિના હાથમાં—કે ગુજરાતી પ્રજા તરફથી અમારા પ્રયાસની કીમત થશે અને યોગ્ય ગ્રાહકી થશે.

(અધિપતી)



( એક વિદ્વાન તરફથી મળેલું. )

## વાર્તિક.

## REVIEW.

વાર્તિક એ સંસ્કૃત શબ્દ છે. वृत् = दीप्तौ ધાતુઉપરથી વાર્તિક શબ્દ થાય છે. સંસ્કૃત પંડિતો એ શબ્દનો અર્થ- उक्तानुक्त दुरुक्तार्थ व्यक्त कारी = वार्त्तिकं એવો કરે છે, એટલે અમુક વિષયઉપર શું કહ્યું છે, શું કહ્યું નથી, તથા શું ખોટું કહ્યું છે—એ વિષે જે સ્પષ્ટ કરે તે वार्त्तिक. અહુણાં યુરોપના પંડિતો અનેક પુસ્તકો ઉપરવાર્તિક કરે છે. વાર્તિક કરનારને વાર્તિકકાર* કેહે છે. જે દેશમાં સારા વાર્તિકકાર નથી તે દેશમાં સાર અસારની પરીક્ષા યથાર્થ હોતી નથી. વાર્તિક સર્વે વિષયઉપર થાય છે-પુસ્તકઉપર, રાજનીતિઉપર, લોકવ્યવહારઉપર, એ આદિ સંસારના સર્વે વિષયો તથા શાસ્ત્રોઉપર વાર્તિક કરાય છે. પણ પુસ્તકોમાં સંસારના અનેક વિષયો લખાયામાં આવે છે, તેથી પુસ્તકોઉપર વાર્તિક કરતાંજ સર્વ વિષયો તથા શાસ્ત્રોઉપર વાર્તિક થાય છે. એજ કારણથી બહુ કરીને પુસ્તકોઉપર વિવેચન કર્યાનેજ વાર્તિક કેહે છે.

વાર્તિકથી બહુ લાભ થાય છે. સાધારણ લોકોને વાર્તિક ઉપનેત્ર (ચશ્માં)નો અર્થ સારે છે. નબળી આંખવાળાને જેમ ચશ્માં સ્પષ્ટ દેખાડે છે, તેમ સાધારણ મનુષ્યોને જાણવાનો વિષય વાર્તિક સ્પષ્ટ કરી દેખાડે છે. જે મૂળ-પુસ્તક અથવા વિષય-ઉપર વાર્તિક કરયું હોય છે, તે મૂળનું યથાર્થ જ્ઞાન થયાથી બહુ લાભ થાય છે. સારાસાર સમજાયાથી, સારનું ગ્રહણ કરતાં અને અસારનો ત્યાગ કરતાં સુલભ થાય છે. કેટલાંક ધાન્ય વિણ્યાવિના ખાધાથી અને પાણીને ગળ્યાવિના પીધાથી તેની સાથે ભળી ગયેલા હાનિકારક પદાર્થો પેટમાં જાય છે, અને અંતે શરીરમાં અનેક પ્રકારના રોગ ઉત્પન્ન કરે છે; તેમ કેટલાંક પુસ્તક અંતઃકરણને હાનિ કરી બગાડી નાંખે છે. સારા નરતાની

* Reviewer; Critic.

સમજણ ન પડ્યાને લીધે, જે પ્રથમ જાણવામાં આવે છે, તે, કાચાં મનમાં ઉતરી પ્રસરી જાય છે. સુવિચારના કરતાં કુવિચારનો પ્રસાર વેહેલો થાય છે. મનમાં એક વેળા કુવિચારે વાસ કર્યો, તો, પછી તેને કહાડતાં બહુ પ્રયત્ન કરવા પડે છે. કોઈ કોઇવેળા તો તે નીકળતાજ નથી. કુવિચારનાં ફળ દુઃખ છે, તેથી જેના મનમાં કુવિચાર પેશી જાય છે, તે અન્તે દુઃખી થાય છે. એ સર્વનો ઉપાય વાર્તિક છે. વાર્તિક સ્પષ્ટ કરી બતાવે છે કે, આ સારૂં છે, આ સાધારણ છે, આ ખોટું છે, આ સુખદાયક દેખાય છે પણ અન્તે દુઃખ દાયક છે, અને આ પ્રથમ દુઃખદ છે પણ પરિણામે સુખ આપશે.

વાર્તિક ચાળણીની પેઠે સાર તથા અસાર જુદુ કરી દે છે. સારાસારનું રૂપ વારંવાર જોવામાં આવ્યાથી મનુષ્યને પરીક્ષા કરવાની શક્તિ આવે છે; તેથી આ સંસારના પ્રપંચમાં તે ઝટ લઇ ફસાતો નથી.

ગ્રંથકર્તાને તો વાર્તિક વિશેષ ઉપયોગનું છે. ગ્રંથકર્તાને વાર્તિક દર્પણનો અર્થ સારે છે. દર્પણ ન હોય તો આપણું મુખ જોવા આપણે સમર્થ થઇએ નહિ. આપણું રૂપ કેવું છે, તેનુ જ્ઞાન આપણને થાય નહિ તેથી સહજ ઉપાયથી કહાડી નંખાય એવા ડાઘ હોય તે પણ રહી જાય. વાર્તિક વિના ગ્રંથકર્તા પોતાના ગ્રંથના ગુણદોષ જાણવા, સામાન્ય રીતે, સમર્થ થતા નથી. બહુ કરીને પોતાની કૃતિમાં પોતાની આંખે દોષ દેખી શકતી નથી; વિદ્યા, બુદ્ધિ, અનુભવ તથા જ્ઞાનની અધિકતા ન્યૂનતાના પ્રમાણમાં, મનુષ્યનું રસજ્ઞાન વધતું ઓછું હોય છે. વિશેષ વિદ્યા, વિશેષ બુદ્ધિ, વિશેષ અનુભવ, અને વિશેષ જ્ઞાનવાળાનું રસજ્ઞાન વિશેષ હોય છે.

ગ્રંથકર્તાના રસજ્ઞાનના પ્રમાણમાં, તેનુ લખેલું ઉત્તમ મધ્યમ કે કનિષ્ટ હોય છે. આપણામાં કેહેવત છે કે "સર્વને ડાહાપણ અંધારે વેહેંચ્યું છે" તેથી જેની પાસે જે હોય છે, તેનુંજ તેને જ્ઞાન છે, બીજાની પાસે શું છે, અને તે પોતાની પાસેની વસ્તુથી કેટલું ચડતુ છે તે "ડાહાપણ અંધારે વેહેંચેલુ તેથી" તેને જણાતું નથી. તેથી પોતાનું રસજ્ઞાન [ડાહાપણ] સર્વથી સારૂં છે એવું બહુ કરીને સર્વ માને છે.

પણ યથાર્થ વાર્તિક દર્પણની પેઠે ગ્રંથકર્તાના ગુણદોષ તેને તેની પોતાની આંખેજ દેખાડે છે. એટલે બીજાઉપર કોપાયમાન થવાનું તેને કારણ રેહેતુ નથી તેથી તે પોતાના દોષ પોતે જોઈ જો સારગ્રાહી સ્વભાવ

હોય છે તો, તે સુધારવા યત્ન કરે છે, અને ગર્વ રહિત બુદ્ધિમન્ત મનુષ્યો કોઈ વાર એટલાં તો સુધરી જાય છે કે, પૂર્વાવસ્થા અને ઉત્તરાવસ્થામાં બહુ અન્તર પડે છે. એમ થવાથી ગ્રંથકર્તાને અને પ્રજાને ઉભયને બહુ લાભ થાય છે.

ઇંગ્લંડનો એક વિદ્વાન્ કલ્પે છે કે વાર્તિક એ એક દેવી છે. વાર્તિક દેવી સરસ્વતીની કુમારીકાઙ થાય. તેના એક હાથમાં દંડ છે તે દંડનો એક છેડો અમૃત ભરેલો છે અને બીજો છેડો વિષ ભરેલો છે. બીજા હાથ માં એક ઝગ ઝગતો દીવો છે.

વાર્તિક દેવી પોતાના દીવાવતે સરસ્વતીના સેવકો [ગ્રંથકાર] ના ગ્રંથને નિહાળે છે; નખશિખા સુધી સર્વ અવયવ નિરખી જુવે છે, ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ એવા ત્રણ વર્ગ કરી મુકેલા હોય છે, તેમાંથી એક વર્ગમાં તે ગ્રંથની યોગ્યતા પ્રમાણે તેને મુકે છે. ઉત્તમ વર્ગમાં જનારનો પેલા દંડનો અમૃત ભરેલો છેડો અરકાડી અમર કરે છે. કનિષ્ઠ વર્ગમાં જનારનો વિષ ભરેલો છેડો અરકાડી નાશ કરે છે.

જે ગ્રંથવિષે શંકા રેહે છે તેને મધ્યમ વર્ગમાં ગણી તેને કાળને આધીન્ કરે છે, પછી કાળ તેનો નિર્ણય કરી એમાંથી એક વર્ગમાં મુકી દેછે.

વાલ્મીકિ, વ્યાસ ના ગ્રંથ, શંકરાચાર્ય, અને કાળીદાસ–ભવભૂતિ આદિના ગ્રંથ હોમર અને વરજીલના ગ્રંથ, પ્લેટો, અરિસ્ટોટલ ના ગ્રંથ અને મિલ્ટન શેકસપીયરના ગ્રંથ કાન્ફ્યુશિયસ, ફરદુસી, શેખસાદીના ગ્રંથ એ આદિ દેશી પરદેશી ગ્રંથ કર્તાના ગ્રંથો ઊત્તમ વર્ગમાંના છે તેથીતે અમર રહ્યા છે અને રેહે છે.

એ વર્ગમાં જવાની અભિલાષા રાખવી એ સારા ગ્રંથકારને યોગ્ય છે. સર્વ કીર્ત્તિમાં ગ્રંથકારની કીર્ત્તિ ઉત્તમ પ્રકારની છે. ગ્રંથકારનું નામ તથા કામ ઉભય અમર રેહે છે.

આપણી ગુજરાતી ભાષામાં કોઇ પ્રકારના શાસ્ત્રના પ્રથમ વર્ગીય મૂલ ગ્રંથ થયા, નથી, તો પછી, તેના ઉપર થનાર વાર્તિક તેનું તો અસ્તિત્વજ ક્યાંથી હોય. આજ સુધી વાર્ત્તિક એ શબ્દજ થોડાના જાણ્યામાં હશે.

---

ઙ દીકરી.

ગુજરાતી ભાષામાં ધિરે ધિરે પુસ્તક લખાવા માંડ્યાં છે પદ તો જુના કવિયોથી લખાતું પણ આવે છે. બહુ કરી સર્વ ભાષામાં પેહેલો પદથી આરંભ થાય છે. આપણી ભાષામાં પણ તે પ્રમાણે થયું છે.

અને ગદ્ય લખવાનો પણ આરંભ થયો છે. એવે સમયે ગુણદોષ દેખાડનાર વાર્ત્તિક હોય તો બહુ લાભકારક થાય, એમાં કંઈ સંદેહ નથી. આ પણામાં કેહેવત છે કે રોગને અને શત્રુને પ્રથમથીજ અટકાવવા; તે પ્રમાણે કનિષ્ઠ વર્ગના ગ્રંથોને. પેહેલેથીજ અટકાવ થાય તો, પછી તેથી અંતે થતાં માઠાં પરિણામ આપણા જોવામાં ઓછાં આવે.

સારા ગ્રંથકારને વાર્ત્તિકથી જેટલું ઉત્તેજન મળે છે તેટલું બીજાથી મળતું નથી. ગ્રંથકારોને ઉત્તેજન મળેથી તેમના ઉલ્લાસ વધે છે; અને તેઓ અધિક અધિક સારા થતાજાય છે. મુખ્ય મળેથી ગુણવાનના મનમાં બહુ આનંદ અને સંતોષ ઉત્પન્ન થાય છે. આનન્દિ અને સંતોષિ મનથી લખાયલા ગ્રંથોનું સૌંદર્ય કંઈક જુદુંજ હોય છે! એવા ગ્રંથો જ્ઞાનના ભંડારથી ભરપૂર તથા લખલખિત થઇ રેહે છે. પછી એવા ગ્રંથો શું નકરે! જે જે મનુષ્ય, શ્રમ વેઠી એવાગ્રંથો સમજતાં, અને તેમાં ભરેલા ભંડારની પરીક્ષા તથા મૂલ્ય કરી તેનો ઉપયોગ કરતાં શીખે છે, તે મનુષ્યના આનંદનો પણ શો પારો'

વાર્ત્તિક બહુ ઉપયોગનું અને લાભ કારક છે એમાં તો સન્દેહ નહિ; પણ બીજી ઉપયોગી અને લાભકારક વસ્તુઓ જેવી પ્રાપ્ત કરવી કઠિન છે તેમ વાર્ત્તિક પણ બહુ કઠિન છે.

જેમ કામ વિશેષ લોક ઉપયોગી તેમ તેનો કર્ત્તા પણ, વિશેષ બુદ્ધિમાન્ અને વિશેષ કુશલ મનુષ્ય જોઇયે. સાધારણ મનુષ્યથી અસાધારણ કામ ક્વચિત્જ થાય છે.

જેવું ન્યાય કરવાનું કામ ઉત્તમ અને પવિત્ર છે તેવું વાર્ત્તિકનું કામ પણ ઉત્તમ અને પવિત્ર છે. ન્યાયાધીશ અને વાર્ત્તિકકાર બહુ કરીને સરખા છે. તેમનું કામ જેમ શ્રેષ્ઠ છે તેમ તેમનાઉપર જોખમ પણ ભારી છે.

સૂક્ષ્મ બુદ્ધિ, અનુભવ, બહુશ્રુતપણું, નિષ્પક્ષપાત, એ આદિ બહુ ગુણ વાર્ત્તિકકારમાં હોવા જોઈયે.

વાર્ત્તિકકાર જે વિષયઉપર વાર્ત્તિક કરે, તે વિષયનું આદિથી અંત સુધીનું જ્ઞાન તેને હોવું જોઈયે. અમુક વસ્તુનો એક ભાગ જાણ્યાથી તે આખી વસ્તુઉપર અનુમાન કરી વિચાર આપવો એ વાર્ત્તિકકારનું કામ નથી. વાર્ત્તિકકારે તો સર્વ અવયવ નિહાળી જોવા જોઈયે. પછી સર્વ અવયવ મળીને એક રૂપ બંધાય તે રૂપ કેવું છે, તે પોતાના રસ જ્ઞાનથી વિચારવું. પોતાના મનમાં સુંદરતાની મતિમા હોય, તેની સાથે તે વિષયને સરખાવવો. પછી તેના ગુણદોષનું વર્ણન કરવું. જે દેશમાં વાર્ત્તિકનો આરંભ થાય છે ત્યાં પ્રથમ તે વિષયનો સાર ટુકામાં કહી જઈ વાંચનારના મનમાં તે મૂલ વસ્તુનો આકાર ઉતારવા પ્રયત્ન થાય છે.

પછી અમુક ભાગ અમુક ગુણને લીધે પરિપૂર્ણ છે; અમુક ભાગમાં અમુક ગુણ નથી તેથી અપુર્ણ છે; ફલાણા ભાગમાં ફલાણું વધારે છે તેથી કુરૂપ દેખાય છે; ફલાણા ભાગમાં ફલાણુ વધારવાથી સુરૂપ દેખાશે; એ સર્વ દેખાડવાની પણ એક રીતિ છે. વાંચનારના મનઉપર વિશેષ પ્રકાશ પડે એવી રીતે અનેક યુક્તિનાં દૃષ્ટાંત આપતાં જવું; વચ્ચે વચ્ચે પોતાના જ્ઞાન સંગ્રહમાંથી થોડું થોડું મૂલ વિષયમાં મિશ્રિત કરતાં જવું; એવી યુક્તિ પણ આપવી કે કેટલીક વેળા વાંચનારને પોતાની મેળે જ વીચાર કરવો પડે. વાર્ત્તિકકારે આખા વિષયને તોલતાં તોલતાં, કોઇ કોઈ પ્રસંગે વાંચનારને પણ તોલતાં શીખવાનુ શીખવવું.

અનુભવી પંડીતો પોતાના ગ્રંથમાં પટાંતરે રસ મુકી, તે ગ્રંથને બહુ ખુબી આપે છે. એ રસ સાધારણ મનુષ્યની દૃષ્ટિ વરતી શકતી નથી. પંડિતનાં માર્મિક વચન અને શબ્દ સમજવાં બહુ કઠિનણ છે. ઉપર ઉપરનું સર્વ મનુષ્ય જોઇ શકે છે પણ અંતરનું જોનાર તો રસિક જન વિરલા જ હોય છે. ઈશ્વરે પણ સૃષ્ટિમાં રસ માત્ર પટાંતરે મુંક્યા છે. આંબાની કેરી આદિ ફલ માત્રના રસ છોતરાંના પટાંતરે રાખ્યા છે; તેઉપરથી અનુમાન થાય છે કે રસ પટાંતરે રાખવા એ ઈશ્વરી સંકેત છે.

ઉપર કહેલા પ્રકારના અંતરપટમાંના રસ ખુલ્લા કરી બતાવવા એ વાર્ત્તિકકારનું કામ છે.

પ્રત્યેક વસ્તુના ગુણદોષ જાણ્યાવિના તેનાઉપર આપણો યથેચ્છ ભા

ક યોગ્ય થાયછે. તેમને ઇંગ્રેજી આદિ ભાષા શિખતાં તેમાં જેટલી ગમ પડે છે, તેના પ્રમાણમાં તેમને તે ભાષાનું રસજ્ઞાન થાયછે. ગ્રંથ વાંચ્યાથી ઉત્પન્ન થતા કેટલાક પ્રકારના આનંદ તે ભોગવી શકેછે. પરંતુ પરભાષામાં શ્રમ લઇ તેના ભેદનું જેટલું જ્ઞાન મેળવ્યું હોય, તેની સાથે તેટલું નહિતો તેથી કંઇઓછુ પણ સ્વભાષાનુ જ્ઞાન મળેલુ હોય, ને સ્વભાષાના રસિક ગ્રંથ વાંચે તો થી જે અંતે અંતર્માં અકથ્ય અને આનંદ દાયક રસ સ્વાભાવિક ઉત્પન્ન થાયછે, તે રસ પરભાષાના પુસ્તકમાંથી મળવો દુર્લભ છે. કારણ સ્વભાષાને જેટલો હૃદય સાથે સંબંધછે તેટલો પરભાષાને નથી હતો. આપણા બાલ્યાવસ્થાના નિર્મળહૃદયમાં આપણાં પ્રિયમાતાપિતાના હિતૈષી અને પ્રેમ ભરેલા શબ્દે જે વાસ કર્યો હોયછે. તે શબ્દની મધુરતા કાંઈક અવર જ છે. તે લખાઈ શકાતી નથી, માત્ર અનુભવી શકાયછે. એવા સાદા પણ હૃદયાકર્ષક શબ્દમાં ગુપ્ત સૌંદર્ય તથા ધ્વનિ કાંઈક અસાધારણ હોયછે. અને તે આનંદ પણ કાંઈક અસાધારણ આપે છે. કોઈ એમ પૂછશે કે એવા સરસ ગ્રંથ ક્યાં છે? તેનું ઉત્તર એટલુંજછે કે, થોડાંક પદ્યનાં રસિક પુસ્તકતો જુના કવિઓનાં છે, અને જેમ જેમ તમે એ રસઉપર ભાવ બતાવતા જશો, તેમ તેમ તે રસદાયક ગ્રંથ તમારાને તમારાજ વર્ગમાંથી ઉત્પન્ન થશે. "ખપ તેની ખોટ રહેતી નથી" ગ્રાહક હોય ત્યાં પદાર્થ ગમેત્યાંથી પણ આવી પડે છે.

વાર્તિકકારનું કામ મહા કઠિન છે, અયોગ્ય મનુષ્ય વાર્તિકનું કામ કરવા જતાં તેના હાથે બહુ અન્યાય થાયછે. સાધારણ કામમાં દેખાદેખી કરતાં હાનિ કદાપિ થોડી થાયછે પણ મહત્ કામમાં દેખાદેખી કરતાં તે કામને દોષ લાગી જાયછે.

જેનું કામ તે તો તે કરે, જો અન્ય કોઈ માથે ધરે,
તો ( ખીલી ઉપાડનાર ) વાનરની પેઠે મરે, (કે) અનર્થ મૂર્ખ મિત્ર સમ કરે.

પ્રત્યેક કામ દેશકાલને અનુસરીને કરવું જોઇયે. કોઇ કોઇ પુસ્તકઉપર નામનુંજ વાર્તિક જોવામાં આવેછે તે કેવલ હસવા જેવું હોયછે. ઇંગ્રેજ લોકોએ કરેલાં વાર્તિકઉપર સરત રાખી કેટલાક લખનાર એક બે પ્રકારમાં દેખા દેખી કરેછે. પરંતુ ઇંગ્રેજ લોકોની સ્થિતિ આજ બહુ જૂદા પ્રકારની છે. ત્યાંના વાંચનાર વર્ગમાંથી બહુ જન પોતે પોતાનું સ્વતંત્ર મત

બાંધી શકેછે. તેમ ત્યાંના વાર્તિકકાર પણ પોતે યોગ્ય થઈ પછી વાર્તિક ક રવાનું ભારે કામ પોતાના શિર ઉપર લેછે. અત્રે એમ નથી. અત્રેના લોકો સ્વતંત્ર વિચાર કરવા સમર્થ થયાનથી. હજીતેઓ વાર્તિક કારોને ભરૂં સેરહેછે. આમછે તેથી અત્રેના વાર્તિકકારઉપર વિશેષ જોખમ છે. તેમણે બહુજ સં ભાળ લેવી જોઇયે છે.

વાર્તિકકારને વિવેકબુદ્ધિ એ મુખ્ય સાધન છે. બહુ જાણ્યા અને વિચા ર કર્યાવિના વાર્તિકકારે એ કઠિન કામ માથે લેવું જોઇએ નહિ. વાર્તિકકારે ચારે દિશાએ દૃષ્ટિ રાખવી જાઇએ; વિચાર, ભાષા, પ્રસંગ, હે તુ, આદિ સર્વ લક્ષમાં લેવું જોઈએ. સમાચારપત્રોની, માસિકપત્રોની અને ગ્રંથોનીભાષા જુદીજુદી હોવીજોઇયે; તેમ વિવિધ પ્રકારના વિષયોનામમા ણમાં તેની ભાષા પ્રૌઢ કે સરલ હોવી જોઈએ. જેમ ઊંચનીચ વર્ગનાં મનુ ષ્ય પ્રમાણે તેનાં મૂલ્યવાન કે હલકાં લુગડાં હોયછે, તેમ વિષય પ્રમાણે તે ની ભાષા પ્રૌઢ કે હલકી હોયછે; માટે કોઈપણ ગ્રંથ ઉપર તેની ભાષા વિષે વિચાર આપતાં એ બાત ઉપર સંપૂર્ણ દૃષ્ટી રાખવી જોઈએ.

ગદ્ય અને પદ્યની ભાષા પણ ભિન્ન ભિન્ન હોયછે. બહુકરીગદ્ય કરતાં પ દ્યમાં મર્મરસ બહુ હોયછે. તે રસ માત્ર રસજ્ઞનેજ પડેછે. વાર્તિકકારમાં ર- સજ્ઞતાની શક્તિ નહોય તો તેણે વાર્તિક કરવાથી દૂર રહેવું એ વિશેષ લાભ કારક છે.

ભાષાવિષે હાલ અધિક ચર્ચા જોવામાં આવેછે તેથી, આ વિશેષ વિ ચાર અપ્રસ્તુત નહિ ગણાય.

પુસ્તક પરીક્ષાનાં લખાણ, વિવેચન, ટીકા, પર્યાલોચન, આદિ નામથીલ ખાયછે. તેમાંનાં કેટલાંક વાંચતાં એવુંતો આશ્ચર્ય લાગેછે. કે બસ લખનાર નેજ તે વિષયનું જ્ઞાન નથી હતું; પ્રથમ તેઓજ સમજી શકતા નથી તેથી પોતાના લખાણમાં એવી અજ્ઞાનતા બતાવેછે કે આગળ કદી સારા દિવસ આવશે, તો, તે વેળા તેમનો ધિક્કાર થશે.

વાર્તિક શબ્દ સંસ્કૃત ભાષામાં સાવિશેષ અર્થમાં વપરાયો છે. બહુ ક રી જે શાસ્ત્રઉપર સૂત્ર હોય છે તે ઉપર ભાષ્ય લખાયાં છે, અને તે ભાષ્ય ઉપર જે ટીકા કે વ્યાખ્યાન, અમુક લક્ષથી લખાય છે તેને વાર્તિક કેહે છે. જેમ કે વ્યાકરણશાસ્ત્રઉપર પાણિનિ મુનિનાં સૂત્ર છે, તેઉપર પતંજ

ાસ મુનિનું=મહા ભાષ્ય છે અને કાત્યાયન મુનિએ તે ઉપર જે વિસ્તારથી લખ્યું છે તેને વાર્તિક કહે છે. તેજ રીતે વેદાન્ત શાસ્ત્ર ઉપર વ્યાસ નારાયણનાં સૂત્ર છે, શંકરાચાર્યનું ભાષ્ય છે અને કુમારિલભટ્ટના શિષ્ય મંડનમિશ્ર વા સુરેશ્વરાચાર્યનું વાર્તિક છે.

દેશકાલને અનુસરી હવે વાર્તિક નો અર્થ જરા વિસ્તાર વાળા લેવા નો છે. વાર્તિકકાર સારા હોય તો વિદ્યાની યથાર્થ અને યથેચ્છ વૃદ્ધિ થાય છે. વાચકવર્ગને સારાસારની પરીક્ષા કરવાનો માર્ગ સુઝે છે; તથા ગ્રંથકારો પોતે યોગ્ય થઇ પછી સાવધાનતા રાખી લખે છે તેથી સર્વ પ્રકારે લાભ થાય છે.

વાર્તિકકારનું કર્મ બહુ ઉચ્ચ તથા સૂક્ષ્મ છે. જે સજ્જનોનામાં સ્વાભાવિક તથા સંપાદિત બુદ્ધિ એવી હોય કે, જ્યાં જ્યાં સુંદરતા હોય ત્યાં ત્યાં જોઈ તે દેખાડી શકે; વિચાર, પ્રસાદ, સ્વભાવોક્તિ, રસ, વ્યંગ્યતા, ધ્વનિ, અલંકાર, લાલિત્ય, માધુર્ય, રીતિ આદિ ગદ્ય પદ્ય રચનાના અનેક ગુણ છે તે જેમને સામાન્ય મનુષ્યો કરતાં અધિક દીઠી આવે છે; તથા જે જોયું અનુભવ્યું હોય તે પોતાના લેખમાં નિષ્પક્ષપાત રીતે પ્રદર્શિત કરવાનું જેમનામાં સામર્થ્ય છે એવાજ સજ્જનો યથાર્થ વાર્તિક લખવાને યોગ્ય છે.

વાર્તિકકાર અથવા ગુણદોષપરીક્ષક વિષે ઇંગરેજી પોપ કવિ કહે છે કેઃ-

"A perfect judge will read each work of wit,
With the same spirit that its author writ;
Survey the whole, nor seek slight faults to find,
Where nature moves and rapture warms the mind;"

Pope.

એડિસન કહેછે કેઃ—

A true critic ought to dwell upon excellencies rather than defects, to discover the concealed beauties of a writer, and communicate to the world such things as are [illegible]ts observation.

વાર્તિક યથાર્થ લખાય તો તે બહુ પ્રકારે ઉપયોગી અને લાભ કારકછે. જે વિષયઉપર વાર્તિક થાય તે વિષયઉપર દેશ પરદેશમાં સારામાં સારા વિચાર થયા હોય તથા સારામાં સાર જાણવામાં આવ્યું હોય તે સારી રીતિથી એકત્ર કરી વાચક અર્થે સંગ્રહ કરવો તથા સ્વવિચારથી તેને.પુષ્ટિઆપી તે વિષયને પરિપૂર્ણતા મળે એમ કરવું એ વાર્તિકનું મુખ્ય કર્તવ્યછે. સંક્ષેપમાં મધુમક્ષિકા સમાન કેટલાક પ્રકારમાં વાર્તિકકારનું કાર્ય છે:—

શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધમાં કહ્યું છે કે:—

अणुभ्यश्च महद्भ्यश्च शास्त्रेभ्यः कुशलो नरः
सर्वतः सारमादद्यात् पुष्पेभ्य इव षट्पदः

ભ્રમર જેમ ફુલમાંથી સાર ( મધ) લે છે તેમ બુદ્ધિમાન્ મનુષ્યે પણ નાના મોટાં સર્વ શાસ્ત્રોમાંથી સાર ગ્રહણ કરવો.

આ પ્રમાણે બહુજ ઉપકારક છે. જે વિષયનું વાર્તિક આપવું તે વિષયનો સાર બહુ સ્થલેથી એવી રીતે ખેંચવો કે તે સંગ્રહ મિષ્ટ તથા ઉપયોગી થાય.

ઉપર પ્રમાણે લક્ષ રાખી જે સજ્જનો વાર્તિક, વિવરણ, વ્યાખ્યાન, વિવેચન, ટીકા, પુસ્તકપરીક્ષા, ગ્રંથાવલોકન, આદિ અનેક નામથી લખાતા પ્રકારનું કંઈ પણ લખાણ લખશે, તે, તે લખનારને તેમજ તે વાચકનેબહુ ફળપ્રદ થશે એમ સૂચવવા અગત્યનથી.

અમુક એક વિષય, પ્રકરણ, કે પ્રસંગ સંબંધમાં બહુ વિચાર એકત્ર થયેલા એવાં, રુચિકર, ઉપયોગી તથા તત્સંબંધી જ્ઞાનવર્ધક લખાણ આપણી ભાષામાં બહુ થાઓ, અને તેથી બહુ લોકને બહુ લાભ મળો એવી ઈશ્વરને પ્રાર્થના છે.



# अथ श्री साहित्य दर्पणम्
## बाल बोधिनी टीका
## समेतम्
### ॥ नमो गणे शाय ॥

१

॥शरदिन्दुसुन्दररुचिश्चेतसिसामेगिरांदेवी॥
॥अपहृत्यतमःसन्ततमर्थानखिलान्प्रकाशयतु॥१॥

તે શરદ ઋતુમાં પ્રકાશતા ચંદ્ર જેવી સુંદર જેની કાંતીછે એ-
વી સર્વ વાણીઓની દેવી સરસ્વતી છવાઈ રહેલું અજ્ઞાન રૂપી અં
ધારૂ દુર કરીને સર્વ અર્થ મારા ચિત્તમાં પ્રકાશ કરો। इति पदार्थः॥

ટીકા. कायेनवाचामनसेन्द्रियावा॥बुध्यात्मनावाप्र
कृतिस्वभावात्॥ करोमियद्यंसकलंपरस्मै ॥
सदाशिवायेतिसमर्पयामि ॥

ગ્રંથના આરંભમાં ગ્રંથકર્ત્તા પોતે આરંભેલું કાર્ય નિર્વિઘ્ન
સમાપ્ત થવાને શ્રી સરસ્વતી દેવીની સ્તુતિ કરેછે. વાણી વિલાસ
ના આવા સાહિત્ય ગ્રંથને આરંભે સરસ્વતીનુજ મંગલાચરણ ઉચિ
ત છે. કેમકે સર્વ વાણી માત્રની અધિષ્ઠાત્રી એજ છે. હે દેવી તા
રૂ સ્વરૂપજ શરચ્ચંદ્ર જેવું નિર્મળ છે. અને તેથી- તારા પ્રકાશ
વડે, અર્થાત્ તારી કૃપાવડે-મારા હૃદયમાં જે અજ્ઞાનરૂપી અંધા
રૂ હશે તે જતું રહેશે- સાહિત્ય શાસ્ત્રમાં પ્રવિણ થઇશ તથા
સર્વ શબ્દ વાચ્યવ્યંગ્યાદિ અર્થનો મારા ચિત્તમાં નિર્મળ શંકા રહિત
પ્રકાશ થશે અર્થાત્ તેનુ મને પુર્ણ જ્ઞાન થશે.

આ પ્રમાણે મંગલાચરણ કરીને ગ્રંથ પ્રસંશામાં જે ફળ કા
વ્યથી થાયછે તેજ ફળ આ ગ્રંથથી મળે છે એવું કર્તા દર્શાવેછે;

કારણ કે આ ગ્રંથમાં સાહિત્યનુ વિવેચન હેવાથી તે પણ એક કા વ્યરૂપેજ છે.

॥चतुर्वर्गफलप्राप्तिःसुखादल्पधियामपि ॥
॥काव्यादेवयतस्तेनतत्स्वरुपंनिरुप्यते॥ २ ॥

મંદ બુદ્ધિનાં મનુષ્યોને પણ કાવ્યથીજ ચારે ફળની પ્રાપ્તિ થાયછે, તે માટે તેનુ સ્વરૂપ નિરૂપણ કરવામાં આવેછે॥ इति पदार्थः॥

ટીકા, (चतुर्वर्ग फल प्राप्तिः) કાવ્યથી ચારે ફળની પ્રાપ્તિ થાયછે તે વસ્તુતઃ ઉઘાડુજ છે. ચતુર્વર્ગ ફળ તે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે. કાવ્ય વડે કરીને રામની પેઠે સદાચર્ણે ચાલવું, રાવણની પેઠે દુરાચર્ણે ન ચાલવુ એમ કૃત્ય વસ્તુની પ્રવૃતિ તથા અકૃત્ય ની નિવૃતિ રાખવાનો ઉપદેશ મળેછે અને તેથી ચારે ફળની પ્રાપ્તિ થાયછે. કહ્યુ છે કેઃ

॥ धर्मार्थकाममोक्षेषुवैचक्षण्यंकलासुच ॥
॥ करोतिकीर्तिंप्रीतिंचसाधुकाव्यनिषेवणम् ॥

અર્થ— ધર્મ, અર્થ, કામ, અને મોક્ષના વિષયોમાં તથા નાના પ્રકારની કળાઓના વિષયોમાં ઉત્તમ કાવ્યોનુ સેવન પ્રવિણતા આપેછે, સદ્કીર્તિ કરે છે. તથા લોક પ્રીતિ મેળવે છે.

કાવ્ય વડે ચારે ફળની પ્રાપ્તિ પ્રત્યેક શી રીતે થાયછે. તેના ઉત્તરમાં ટુંકામાં એટલુંજ કહેવાનું કે ભગવાન્ નારાયણ- શ્રી પરમેશ્વર ચર્ણાર્વિંદનાં સ્તવન આદિ રસમય કાવ્યોથી સદ્બુદ્ધિની પ્રાપ્તિ થાયછે. અને સદ્ બુદ્ધિથી ધર્મપ્રાપ્તિ થાયછે. સારી રીતે વ્યવસ્થામાં ઓણેલો એક શબ્દ કામદુધા તુલ્ય છે. એવું વેદ શ્રુતિમાં પણ પ્રસિદ્ધ છે. તે શ્રુતિઃ—

॥ एकःशब्दसुप्रयुक्तःसम्यक्ज्ञातःस्वर्गेलोकेचकामधुग्भवति ॥

અર્થ-યોગ્ય રીતે મુકેલો તથા સારી રીતે સમજેલો એક શબ્દ પણ આ લોક તેમજ સ્વર્ગ વિષે કામદુધા તુલ્ય છે. તો કાવ્યને અપાર શબ્દનો સંગ્રહ છે તેથી "કામપ્રાપ્તિ" થાય તેમાં તો કહેવુંજ શું. વાણીનાં વિલાસીજનો કાવ્ય વડે ધન પેદા કરેછે- તે-અર્થ પ્રાપ્તિ એતો પ્રસિદ્ધજ છે. અને જ્યાં અર્થપ્રાપ્તિ થઇ ત્યાં કામપ્રાપ્તિ તો થઇજ ચુકી. હવે મોક્ષ પ્રાપ્તિ, કાવ્યથી ઉત્પન્ન થતાં ફળની આશા ન રાખતાં, નિષ્કામ, જે ભગવદ્ ગીતાદિ મોક્ષોપયોગી કાવ્યનાં વાક્યોનો પરિચય રહેવાથી મળે છે. એ વેદાંત મતોનો સિદ્ધાંત છે.

કાવ્યથીજ ઉપર કહેલાં ચારે ફળની પ્રાપ્તિ થાયછે. એમ કહેવામાં વેદાંતાદિક વાક્યોના શ્રવણથી કિંવા નિત્ય નૈમિત્તિક કર્મથી મોક્ષ મળેછે. એવા વેદાંત તેમજ ઇતર મોક્ષોપયોગી સાધનોના સિધ્ધાંત વ્યર્થ જશે એ શંકાના નિવારણ અર્થ કવિ પોતેજ બીજા અડધા ચરણમાં "સુખાદલ્પ ધિયામપિ" કહી કાવ્યનું શ્રેષ્ઠત્વ પ્રતિપાદન કરેછે. વેદ શાસ્ત્રાદિ વડે ચતુર્વર્ગ ફળની પ્રાપ્તિ થાયછે તે ખરૂં; પરંતુ વેદ શાસ્ત્રાદિ વડે પ્રૌઢ બુદ્ધિનાં મનુષ્યને પણ તે નિરસ હોવાથી અતિ દુઃખ વડે પ્રાપ્તિ થાયછે પણ કાવ્યથીતો તે પરમાનંદ ઉત્પન્ન કરનાર હોવાથી—રસિક હોવાથી—મંદ બુદ્ધિનાં મનુષ્યને પણ સહેલાઇથી પ્રાપ્ત થાયછે. જ્યારે વેદ શાસ્ત્રાદિ ઇતર ગ્રંથો છે ત્યારે પ્રૌઢ બુદ્ધિનાં મનુષ્યોએ કાવ્યનો પ્રયત્ન શાને કરવો જોઇએ! આ શંકાનુ સમાધાન એક દ્રષ્ટાંતથી થાયછે, એક રોગીને એવો રોગ થયો હોય કે તે એકતો કટુ ઓષધીથી મટેછે, તથા બીજુ સાકરથી પણ મટેછે. તો એવો કોણ માણસ છે.કે કટુ ઔષધી મુકી દઇને સાકર ઉપાયમાં નહીં લે? સર્વકોઇ સુગમ માર્ગ ખોળશે માટે વેદ શાસ્ત્રાદિ ગ્રંથો છતાં કાવ્યનુ સેવન કરવું એ ઉત્તમ છે. કાવ્યનું મહત્વ અગ્નિ પુરાણમાં વર્ણવેલું છે. ત્યાંનો શ્લોક:-

વ્યના" ભાગની અને બીજી તરફથી "કાવ્યના" ભાગની લાગુ લાગુ થવાથી તે શ્લોક કાવ્યમાં એ નહીં અને અકાવ્યમાંએ નહીં એમ ગણાય. કાંતો કાવ્ય કે તેથી તદ્દન ઉલટું (Contradictory) અકાવ્ય એ બેમાંથી એક તો કહેવુંજ જોઈએ.

સાતમા પરિચ્છેદમાં "શ્રુતિદુષ્ટ" (કર્ણકટુ) આદિ જે દોષ બ હેવ્યા છે તે કાવ્યના માત્ર અંશને હરકત કરતા નથી પરંતુ આખા કાવ્યને પણ હરકત કરતા નથી કેમકે કાવ્યનો આત્મા જે રસ તેને કોઈ હરકત કરતા ન હોય તે દોષજ નથી. નહીં તો દોષના "નિત્ય દો- ષ" અને "અનિત્યદોષ" એવા બે વિભાગજ પડી શકે નહીં! ત્યાં ધ્વનિકારનો શ્લોક

॥ श्रुतिदुष्टादयोदोषाअनित्यायेचदर्शिताः॥
॥ ध्वन्यात्मन्येवश्रृंगारेतेह्येयाइत्युदाहृताः॥

અર્થ—કર્ણકટુ. ઈત્યાદી જે દોષ છે તે અનિત્ય છે પણ જો ધ્વનિ શ્રૃંગાર હોય તો તે અવશ્ય દુર કરવા યોગ્ય—નિત્ય છે અને જો (તદ દોષો શબ્દાર્થૌ) દોષ રહિત શબ્દ અર્થની રચના એ કાવ્ય છે એમ ક હીયે તો પછી કાવ્યને માટે વિષયજ બહુજ થોડો રહેશે—કદાચ નહીં પણ રહે કેમકે સર્વથા કિંચિત્ પણ દોષ રહિત વિષય હોવાનો બહુ ધા અસંભવ છે.

"તદદોષો ઇત્યાદીમાં જે અદોષો શબ્દમાં "અ" નિષેધાર્થ મુકયો છે તે "કેવળ નિષેધોક્તિ" ના અર્થમાં નહિં પણ "સ્વલ્પાર્થ સૂચ ક" ના ભાવનો મુકયો છે. એમ કહીયે તો અનુચિત છે કેમકે સ્વ લ્પાર્થ સૂચક પ્રમાણે તો "ઈષદદોષૌ શબ્દાર્થૌ કાવ્યમ્" અર્થ—કાવ્ય એને કહેવું કે જેમાં "સ્વલ્પ દોષ વાળા" શબ્દ અર્થ છે જ્યારે કા- વ્યમાં સ્વલ્પ દોષ વાળા શબ્દ અર્થ જોઇએ એમ હોય તો પરિણામે સિદ્ધ એ થશે કે "જે રચના દોષ રહીત છે તે કાવ્ય નથી" ઇ- ત્યાદિ!

"ઈષદ દોષો" સ્વલ્પ દોષ વાળામાં (ઈષત્) એ શબ્દનો અ

ર્થ " સહજ કિંચિત હોયતો " એમ ગ્રહણ કરો તો એ પણ કા વ્યના" લક્ષણમાં " કહેવાતુ નથી જેમકે એક દૃષ્ટાંત–રત્નનાં " લક્ષણ" દર્શાવવામાં–રત્નની વ્યાખ્યા આપવામાં રત્ન કીડાઓથી વિંધાયેલુ છે. ઇત્યાદિકથનોનુ પ્રયોજન નથી પણ તેનુ પ્રયોજન તો બીજાં રત્ન જોડે સરખાવવામાં છે આ દૃષ્ટાંત જરા ગૂઢ છે. તેથી વધારે સ્પષ્ટ રીતે સમજાવીએ છીએ. એક પુરૂષે " રત્ન " એ શબ્દ સાંભળીને તે શું, કેવું હોય ઇત્યાદિ જાણવાની અભિલાષાથી બીજા પુરૂષને પુછ્યું કે રત્નનાં કેવાં લક્ષણ હોય ત્યારે પ્રત્યુત્તરમાં રત્નનાં દર્શીત ચિન્હો વગેરે એટલે કે તે પ્રકાશમાન હોય છે. કઠણ હોય છે. ઇત્યાદિ બીજાં લક્ષણ દર્શાવે તે રત્નનાં લક્ષણમાં ખામી નહીં કહેવાય પણ એવાં ચિન્હ દર્શાવવાને બદલે તેએમ કહે કે રત્નોમાં કેટલાએક કીડાઓથી વિંધાયલાં હોય છે; ઇત્યાદી તો એ દોષ છે કેમકે આ વાત ફકત બીજાં નહીં વીંધાયલાં રત્ન જોડે સરખામણી કરવામાં ઉપયોગી છે. એટલે કે અમુક રત્ન બીજા કરતાં ચઢીયાતુ છે.કે ઉતરતું છે એ નિશ્ચય કરવામાં ઉચિત છે. કીડાઓથી વિંધાયલુ હોવાની વાતને રત્નનાં લક્ષણ સાથે કાંઇજ સંબંધ નથી અને નિષ્પ્રયોજ્ય છે. તેમજ ( ક્વચિત્ ) નો અર્થ " સહેજ દોષ કિંચિત હોય તો " એ લેવાનું કાવ્ય લક્ષણની વ્યાખ્યામાં કાંઇ પ્રયોજન નથી તેમજ શ્રુતિદુષ્ટાદિ જે કાવ્યનાં દોષ દર્શાવેલા છે તે કાવ્યનાં લક્ષણ અર્થે નહીં પણ સારા નરસા કાવ્યની પરિક્ષા કરવા વાસ્તેજ છે. અર્થાત્ મમ્મટે દર્શાવેલુ કાવ્યનું લક્ષણ.

## तददोषौशब्दार्थौ

ઉપરના ગમે તે અર્થમાં ગ્રહણ કરો તોપણ કેવળ અનુચિતછે. આ સંબંધમાં ધ્વનિકાર કહે છે,

॥ कीटानुविध्धरत्नादिसाधारण्येनकाव्यता॥
॥ दुष्टेष्वपिमतायत्ररसाद्यनुगमःस्फुटः॥

અર્થ—દોષવાળી રચના હોય તોપણ જ્યાં રસ વગેરે સારી પે

કે સ્પષ્ટ દર્શાઇ આવતા હોય તો તે કાવ્ય ગણાય છે. જેમકે રત્ન કીડાઓથી વિંધાયલું હોવા છતાં તે રત્ન તો કહેવાય છે ?

હવે મમ્મટની વ્યાખ્યાના ઉત્તરાર્ધમાં સગુણૌ વિશેશણ જે શબ્દ અર્થને લગાડયું છે તે પણ અનુચિત છે એટલે કે શબ્દ અર્થ કાવ્ય ના ગુણવાળાજ હોવા જોઇએ. એ ખોટું છે. ગુણ તો રસના ધર્મ છે એ વિશે મમ્મટ પોતેજ કહે છે કેઃ—

॥ येरसस्याङ्गिनोधर्म्माःशौर्यादयइवात्मनः॥

જે ગુણ રસના અંગીભૂત ધર્મ છે, જેમ શૌર્ય ઇત્યાદિ આત્માના ધર્મ છે. અર્થાત્ શૌર્યાદિ ગુણ આત્માના ધર્મ હોવાથી તે જાતે આત્મા નથી તેમજ ગુણવાળા શબ્દાર્થ પોતે કાવ્ય નથી. કાવ્યનો આત્મા કો ઇપર છે; જે આગળ સિદ્ધ કરવામાં આવશે; માટે શબ્દ અર્થને સગુણૌ વિશેષણ લગાડયું છે તે યોગ્ય નથી. " શબ્દ અર્થ એ રસને ઠેકાણેજ વ્યંગ્ય રૂપે મુકેલા છે કેમકે એ રસને દર્શાવનાર છે, એટલે કે, અંતરમાં ઉત્પન્ન થયેલા રસ બાહેર દર્શાવવામાં શબ્દ અર્થજ સાધન છે માટે શબ્દાર્થૌ વ્યાખ્યામાં વાપર્યો છે, તે ઉચિતજ છે એવો અભિપ્રાય લઇ એ તો તે પણ ખોટો છે; કેમકે એનું વધારે સ્પષ્ટ વિવેચન કરીએ તો તાત્પર્ય એ નીકળે કે શબ્દ અર્થ એ જો કાવ્યનું " સ્વરૂપ " હોય તો કે ટલાએક શબ્દમાં રસ હોય છે ને કેટલાકમાં હોતો નથી. જ્યાં રસ— આત્મા—નથી ત્યાં " ગુણ " તો હોયજ નહીં. આધાર વગર આધેય શી રીતે હોય. અમુક—શબ્દાર્થની—રચનામાં ગુણ છે કે નહીં તે રસના હોવા ન હોવા પર ઠરે છે અર્થાત્ " ગુણવાળો શબ્દાર્થ " કાવ્યના લક્ષણ રૂપે દર્શાવવામાં અનુચિત મુકયા છે. " જે શબ્દ અર્થમાં રસ છે તે શબ્દ અર્થ" એમ ગ્રહણ કરે તો વ્યાખ્યામાં સગુણૌ ગુણવાળા એને બદલે रसवन्तौ રસવાળા એમ સ્પષ્ટ રીતે ઉપયોગમાં લઇ કેમ નથી દર્શાવ્યુ?

રસ ન હોય તો ગુણ હોયજ નહી માટે रसवन्तौ એ વિશેષણ તો અધ્યાહાર છે કેમકે ગુણ એ ધર્મનું વિવેચન કર્યું એટલે તેને

ધારણ કરનાર આત્માવત્ રસહોવોજ જોઈએ એ અધ્યાહારથી સમજી લેવાનું છે; જો " सगुणौ " એ ન મુકીએ તો ગુણનું ધારવાપણું સિદ્ધ થઈ શકશે નહીં, કેમકે એકલા આત્માનુંજ નામ દેતાં તેનામાં શૈર્યાદિ ગુણ હોયજ એવું કાંઇ પ્રતિપાદન થતુ નથી, તેમજ रसवन्तौ વિશેષણ મુકવાથી કાવ્યમાં ગુણહોવા જોઇએ એ સિદ્ધ થતું નથી. આ પક્ષ પણ અયોગ્ય છે. અર્થાત્ અહીંઆં તો सरसौ વિશેષણ ઘટે છે. सगुणौ ઘટતુ નથી. કહેવું રસ વિશે અને વિવેચન ગુણનું કરવું એ અયોગ્ય છે. પ્રાણીથી વસેલા દેશ વિશે કથન કરતાં प्राणिमन्तोदेशः એમ વપરાશે પણ शौर्यादिमन्तोदेशः શોર્યથી ભરેલો દેશ એમ કોઇ પણ નહીં વાપરે જોકે शौर्यादिमन्तः વિષેષણથી દેશમાં પ્રાણીઓ વસે છે એમ જણાશે ખરૂં પણ તે અર્થ જણાશે એ ઉપરથી એટલે શૈર્યાદિ ગુણનું વિષેશણ લગાડતાં એમ સૂચન થશે કે દેશમાં પ્રાણીઓ વસેછે ખરાં પણ એટલાંજ પ્રાણી કે જેમનામાં શૈર્યાદિ ગુણ રહેલા છે અથવા એ દેશનાં પ્રાણી માત્રમાં શૈર્યાદિ ગુણ રહેલા છે, એ કેવળ અસંભવિત છે.

" सगुणौ शब्दार्थौ " વડે કાવ્યમાં એવા શબ્દ અર્થ વાપરવા કે જેમાં ગુણ ( કાવ્યના ) હોય એવો મમ્મટની વ્યાખ્યાનો અભિપ્રાય છે. એ પક્ષ ગ્રહણ કરો તો તેમાં પણ ભૂલ છે. કેમકે આગળ આપણે એવું સિદ્ધ કર્યું છે કે ગુણ તો માત્ર કાવ્યને ઉત્કર્ષ આપનાર છે તથા દોષ કાવ્યનું ઉત્કર્ષ હનન કરનાર છે, અને એવું પણ આગળ કહ્યું છે કે ગુણ દોષ ફકત સારા નરસા કાવ્યની સરખામણી કરાવનાર છે; અર્થાત્ તે ગુણ દોષ કાવ્યનુ સ્વરૂપ–કાવ્ય પોતે–નથી. પણ આપણે કાવ્યને ઉત્કર્ષ આપનારનું વિવેચન કરતા નથી. આપણે તો કાવ્ય એ શું છે—કાવ્યને આત્મા શું છે તેનું કામ છે. ધ્વનિકારે કહ્યુ છે કે.

॥ काव्यस्यशब्दार्थौशरिरंरसादिश्चात्मागुणाःशौर्यादिवत्दोषाःकाणत्वादिवत्रीतयोऽवयवसं-

स्थानविशेषवत्अलंकाराःकटककुण्डलादिवत् ॥

અર્થ—( કાવ્યને એક મનુષ્યવત્ કલ્પી તેનાં દરેક અંગ ઈત્યાદિ દર્શાવે છે. શબ્દ અર્થ એ કાવ્યનું શરીર છે, રસ આદિ તેનો આત્મા છે. ગુણ એ જેમ મનુષ્યમાં શૌર્યાદિ ગુણો રહેલા છે તેમ છે, દોષ જેમ મનુષ્યમાં કાણત્વ, બાધિરત્વ ઈત્યાદિ ખાંપણ હોય તેમ છે. રીતિઓ ( શૈલી Styles ) તે જેમ અવયવી યથાસ્થિત ગોઠવણ ( Symmetry of parts ) હોય તેમ છે. અને અલંકારો મનુષ્યને જેમ કટક, કુણ્ડલ ઈત્યાદિ આભૂષણ શોભા આપે છે તેમ કાવ્યને અંગે રહેલા છે.

હવે મમ્મટે પોતાની વ્યાખ્યામાં અનલઙ્કૃતી અલંકૃત હોય તો પણ—એ વિષેષણ ખોટી રીતે લગાડ્યુ છે. તે સિદ્ધ કરે છે. આ અભિમાયનો અર્થ એ થશે કે " સર્વ અલંકાર સહીત અથવા અલંકાર વગરના પણ શબ્દ અને અર્થ એ કાવ્ય છે પરંતુ આગળ કહ્યુંજ છે કે અલંકૃત શબ્દાર્થ માત્ર કાવ્યને ઉત્કર્ષ દેનાર છે, તાત્પર્ય કે પોતે કાવ્ય નથી. આ પ્રમાણે વક્રોક્તિજીવિતકારનુ वक्रोक्तिःकाव्य जीवितम् વક્રોક્તિ એ કાવ્યનું જીવન છે. એ કહેવુ પણ પરાસ્ત થાય છે. વક્રોક્તિ એ એક અલંકાર છે અને અલંકારો કાવ્યના ઉત્કર્ષક હોવાથી કાવ્ય પોતે નથી—તો વક્રોક્તિ તે કાવ્યનુ જીવન કેમ કહેવાય ?

વળી કોઈ કવિતામાં અલંકાર સ્ફુટ (તરત જણાઇ આવે એવા) નથી હોતા તેના ઉદાહરણમાં મમ્મટ લખે છે કે,

शार्दूल विक्रीडितम्

॥ यःकौमारहरःसएवहिवरस्ताएवचैत्रक्षपा ॥

॥ स्तेचोन्मीलितमालतीसुरभयःप्रोढाःकदम्बानिलाः ॥

॥ साचैवास्मितथापितत्रसुरतव्यापारलीलावि

धौ ॥ रेवारोधसिवेतसितरुतलेचेतःसमुत्कंठते ॥

કવીત.

.ારી હતી હું જ્યારે કામણ કર્યુંતું ત્યારે, તેજ વર વળી તેજ ચૈત્ર કેરીજામની
.યથી માલતી સુગંધે મ્હેકી મરૂતની, લહરી લહકી ઉડો તેજ અભિરામની.
મે તેની તેજ પણ-રેવાને કીનારે સારે, વારેવારેવૃક્ષવેતસનીચે આરામની
રકે ઉઠે તરંગ રમીરમી પ્રીતરંગ, ચિત્ત કરે ચાહના બહાર લેવા કામની.

અર્થ—જેણે કુમારી અવસ્થામાં મારૂં હરણ કર્યું હતું તે પોતે જ મારો પતિ છે, અને તેની તેજ ચૈત્ર માસની રાત્રીઓ છે, માલતી પુષ્પની સુગંધથી મિશ્રિત પવનની લહરીઓ જોસ ભેર તેવીને તેવીજ કદંબ વૃક્ષમાંથી વાઈ રહી છે. હુએ પણ તેની તેજ છું. તોપણ રેવા ન ીના કીનારા ઉપર નેતરની લતા હેઠળ કામ ક્રીડા આ ચરવાને મનત ે છે.

આપણ વિચારમાં લેવા યેગ્ય છે. મ્મટનું એમ કહેવુંછે કે મા દૃષ્ટાંતમાં અલંકાર સ્ફુટ નથી, પરંતુ એમાં સંદેહનામા સંકરા ંકાર સ્ફુટ છે કેમકે એમાં વિભાવના અને વિષેષોક્તિ એ બંને અ ંકારોનું મિશ્રણ છે. હવે આ શ્લોકમાં વિભાવના અને વિષેષોક્તિ વી રીતે લાગે છે તે અવલોકન કરીએ. સંદેહ સંકરનું લક્ષણ- संदिग्धत्वेच भवतति सङ्करः इः ॥ અર્થ એક કરતાં વધારે અલં- ર મિશ્ર થયા હોય ત્યાં સંકર. વિભાવનાનુ લક્ષણ એવું છે કે विभावना विना हेतुं कार्यो त्पत्तिर्य दुच्यते.॥ કારણ વિના કાર્યની ઉ ત્તિ હોય ત્યાં વિભાવના મનની ઈચ્છા એ કારણ છે અને અભિ. પદાર્થની પ્રાપ્તિ એ કાર્ય છે. 'અભિષ્ટ પદાર્થની પ્રાપ્તિરૂપી કાર્ય ય કે ઇચ્છારૂપી કારણ નાશ પામેછે. આ 'શ્લોકમાં નાયિકાની ઊ- ા છેજે વસ્તુઓ પ્રાપ્ત થઈ ચુકીછે તેને વાસ્તે ઇચ્છા બતાવે છે કે ઈચ્છા કારણ રૂપેછે. પરંતુ ઉપર કહ્યા પ્રમાણે ઇચ્છા તો નાશ પા

મી છે એટલે આ શ્લોકમાં કારણ વિનાના કાર્યનુ વર્ણન હોવા થી એકતો વિભાવના અલંકાર છે. વળિ તેમાં વિષેષોક્તિ પણ છે તેનુ લક્ષણ. सतिहेतौ फलाभावो विषेषोक्तिः અર્થ—કારણમાં જ્યાં કાર્યનો અભાવ હોય—કાર્યવિના એકલા કારણનુ વર્ણન હોય ત્યાં વિષેષોક્તિ અલંકાર કહેવો. નાયિકાને ઇચ્છા (કારણ) કરવાની કાંઈ જરૂર નહોતી, તોપણ—અભિષ્ઠ પદાર્થની પ્રાપ્તિ (કાર્ય) થયાંછતાં પણ તે ઇચ્છા દર્શાવે છે. અર્થાત્ કાર્ય વિના એકલા કારણનુ વર્ણન હોવા થી વિષેષોક્તિ અલંકાર છે. આ બંને અલંકારના મિશ્રણ હોવા થી સદેહનામા સંકર અલંકાર છે. માટે अनलंकृतीः तेशब्दार्थ क्वापि સ્ફુટ અલંકાર વગરના પણ હોય તે બતાવવાને જે ઉપરનુ દ્રષ્ટાંત આપ્યું છે તે અયોગ્ય છે. અને એજ મુજબ રાજા ભોજના સરસ્વતી કંઠાભરણમાં આપેલી કાવ્યની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે તેનો પરાસ્ત થાયછે.

॥ अदोषंगुणवत्काव्यमलंकारैरलङ्कृतं ॥
॥ रसान्वितंकविःकुर्वन्कीर्तिंप्रीतिंश्चविन्दति॥
इत्यादि.

અર્થ—દોષ રહિત, ગુણ સહિત, અલંકાર યુક્ત, અને રસવાળું કાવ્ય કરનાર કવિ ત તેમજ લોકપ્રીતિ મેળવે છે.

હવે ધ્વનિકાર કહેછે કે ॥ काव्यस्यात्मा ध्वनिः ॥ કાવ્યનો આત્મા ધ્વનિ છે. એટલે શું? ૧ વસ્તુ, ૨ અલંકાર અને ,૩ રસાદિ પરત્વેજ જે ધ્વની નિકળી આવે છે તે ત્રિવિવધ રૂપધ્વનિ કાવ્યનો આત્મા કે માત્ર રસાદિ રૂપ ધ્વનિ કાવ્યનો આત્મા? પ્રથમ અભિપ્રાય લઇએ તો યોગ્ય નથી. જો એમ કહીએ તો કાવ્યમાં પ્રહેલિકા આદિનો પણ સમાવેશ થઈ જાયછે, જેમાં દર્શિત વસ્તુ આદિથી ધ્વનિ પુષ્કળ નીકળી આવેછે. વસ્તુ અલંકાર પરત્વે ધ્વનિ નીકળી આવતો હોય તે કાવ્ય એમ કહીએ તો એવાં કાવ્યની સંખ્યા થઇ જશે.

ઉપર દર્શાવેલ મહેલિકાદિ વિશે—બે બોલ વિવેચનના અયોગ્ય નહીં ગણાય. મહેલિકા એટલે ઉખાણો—કોયડો—સમસ્યા એમાં કહેવાનું કાંઇક હોયછે તે નીકળે છે કાંઇક. હીંદુસ્તાનીમાં મુકેરીઓ હોયછે તે મહેલિકાજ છે. પરંતુ તેવી મહેલિકા આદિમાં જ્યાં રસરૂપ ધ્વનિ નિકળતો હોય ત્યાંજ તે કાવ્ય છે. નહીંતો આપણે ગુજરાતીમાં—

મણમણનાં બે મહેતો મહેતી અધમણનાં બે મહેતોલાં
હોડી ઝીલે મણનો ભાર તે ઉતારો પેલે પાર.

વળી—માત્ર જુનાગઢને વાસ્તે (એક મહેતાજી નીચે પ્રમાણે ૨ (પું કુટેછે તેમ)—હું ચાર અક્ષરનુ નામછું મારા પહેલા અક્ષરનો અર્થ માથામાં રહેનારૂ પ્રાણી છે. બીજા અક્ષરનો અર્થ નકાર છે ત્રીજા અને ચોથા અક્ષર સાથે લઈએ તો એનો અર્થકીલ્લો થાયછે. બીજો ને ત્રીજો અક્ષર જો લગાડ્યો તો એક ઝેરી પ્રાણી થાયછે. કહો ત્યારે હું કોણ?

વળી——હેતું છેકે કોઇ જાનવર, જેની હેવી રીત;
સવારે ચાલે ચોપગે, બપોરે બેપર પ્રીત;
સાંજે ચાલે ત્રણપગે, કરે સઘળાં કામ;
દુનીયામાં ડાહ્યો થઇ, રાખે મોટી મામ.

(નાગર ઉદય)

ઇત્યાદિ જોકે તેમાંથી ધ્વનિ પુષ્કળ નીકળેછે છતાં તેમાં કંઇ રસ નહીં હોવાથી તે કાવ્યજ નથી. હીંદુસ્તાનીમાં—

॥ अर्धनिशावहआयोभौन ॥
॥ सुंदरतावरनीकहकौन ॥
॥ निरखतहीमनभयोअनंद ॥
॥ क्यौंसखिसज्जननासखिचंद्र ॥
॥ खुलगइगांठनखालेखुले ॥

॥ जहांतहांमेरीसंगहिले ॥
॥ हियेविराजतहोतनभार ॥
॥ कैयांसखिसज्जननासखिहार ॥

આવી મુકરીઓ છેપણ તે કાવ્ય છે. કેમકે તેમાંથી ભૂત સુરત ગુપ્ત નાયિકા આલંબે શ્રૃંગાર રસધ્વનિત થાયછે. માટે પ્રથમ પક્ષ સ્વિકારવો ઉચિત નથી.

જો બીજો પક્ષ "માત્ર રસાદિ રૂપ ધ્વનિ કાવ્યનો આત્માછે" એમ કહેતો અમે સ્વિકાર કરીએ છીયે. જો રસાદિરૂપ ધ્વનિ તેજ કાવ્યનો આત્મા કહીયેતો;

॥ अत्ताएत्थनिमज्जइ,एत्थअहंदिअसंपलोएहि॥
॥ मापहिअरत्तिअन्धअ,सेज्जाइमहंनिमज्जहिसि ॥

દુહો

અહીંસાસુ અહિં હું સુવું, પથિક જોતું જવદીન,
પડિશ ન મુજ શય્યા ઉપર, રાત્રે દ્રષ્ટિ વિહીન.

અર્થ—આ ઠેકાણે મારાં સાસુ સુવેછે. અને અહીં હું પોતે સુઈ રહુછુ. હે પથિક! દિવસ છે માટે જોઈ રાખ કેમકે તુ રતાંધળો હોવાથી તારી પથારી જાણી મારા પર્યંક ઉપર અથડાઈ પડે નહીં.

આ શ્લોકમાં વસ્તુ માત્ર વ્યંગ્ય હોવાથી તે કાવ્ય છે એમ કહેવાય? આ શંકા એક નજીવી જેવો છે, ઉપલો શ્લોક નાયિકાની ઉક્તિનો છે. જે ઉક્તિમાં દર્શાવે તેનાથી ઉલટું કાર્યવાકવૈદગ્ધ્યથી સુચવે છે. અને તે પથિક હોવાથી નાયિકા પરકિયા વાક્વિ ઉવ્દગ્ધા છે. તે આલંબે તેનાંથી શ્રૃંગાર રસાભાસ રૂપ ધ્વનિ સાફ પ્રતિત થાયછે પરકિયાનો સ્નેહ વર્ણવ્યો છે માટે રસાભાસ છે. અર્થાત આ અને એવી બીજી કેટલીએક રચનાઓ માત્ર રસાદિ રૂપ ધ્વનિ હોવાથી કાવ્યજ છે.

ઉપલા શ્લોકમાં "રસને કાંઇ સબંધ નથી તોપણ તે કાવ્ય છે" એટલે કે તેમાં વસ્તુ માત્ર વ્યંગ છે અને રસરૂપ ધ્વનિ નથી છતાં તે કાવ્ય છે એમ સ્વિકારીએ તો "દેવદત્ત ગામ જાયછે એમાં જાય ત્યારે તેની સાથે એના નોકર ચાકર પણ જવાના એ વ્યંગથી" માત્ર વસ્તુરૂપ ધ્વનિ નિકળવાથી એ વાક્ય પણ કાવ્ય છે એમ કહેવુ જોઈએ. જેમાં રસ રહેલો છે તે કાવ્ય છે." કેમકે વાક્યનું પ્રયોજનજ રસ સ્વાદ વડેજ આનંદ ઉત્પન્ન કરવાનુ હોવાથી, વેદ શાસ્ત્ર વિમુખ જનોને, મંદબુદ્ધિનાં મનુષ્યોને, રાજ પુત્રાદિકોને અને ઉછરતા પુરૂષોને પણ રામની પેઠે વર્તવું એ કૃત્ય કર્મની પ્રવૃત્તિનો અને રાવણની પેઠે નવર્ત્તવુ એવા અકૃત્ય કર્મની નિવૃત્તિનો ઉપદેશ મળેછે એવું આગળના કવિઓ કહી ગયા છે અને એજ પ્રમાણે અગ્નિ પુરાણમાં કહેલુ છે કે—

॥ वाग्वैदग्ध्यप्रधानेपिरसएवात्रजीवितम् ॥

અર્થ—વાણીનું ચાતુર્ય પ્રાધાન્ય હોય તોપણ રસ એજ કાવ્યનો આત્મા છે. પુનઃ વ્યક્તિવિવેકના કર્તાએ પણ કહ્યુ છે કે.

॥ काव्यस्यात्मनिअङ्गिनिरसादिरूपेनकस्यचिद्विमतिः

અર્થ—કાવ્યનો આત્મા રસ છે એમાં કોઇ વાંધો લેતુ નથી. તથા ધ્વનિકારે કહ્યુ છે કે,

नहिकवेरितिवृत्तमात्रनिर्वाहेणात्मलाभः

અર્થ—માત્ર વૃત્તનું કથન ( વસ્તુ સકળના ) એ કાવ્ય નથી. જેમકે ઇતિહાસ.

ત્યારે કોઇક પ્રબંધોમાં કેટલીક રચના, માત્ર વસ્તુ કથનનીજ હોવાથી નિરસ થાય છે.—કાંઇ પણ સ્ફુટ અથવા અસ્ફુટ રસ રહેતો નથી. તેથી તે પ્રબંધોની કાવ્યમાં ગણત્રી નહીં થાય, આ શકા પણ વિચાર પુરસ્સ્ર નથી. આપણે આગળ કહી ગયા છીએ કે શબ્દ જો કે તે પોતે નિરસ છે પણ રસયુક્ત કાવ્યમાં જોડાયાથી તે રસવત થા

ય છે તેમજ આ માત્ર વસ્તુનિર્દેશ કરનારી રચનાઓ જોકે પોતે નિરસ છે તથાપિ રસવત્ પદ્યમાં જોડાયાથી તે પણ રસવત થાય છે.

ત્યારે કેટલીક રચનાઓ જો કે નિરસ હોય છે પણ ગુણ (કાવ્યના) ઉપતત્ત કરે એવા વર્ણ ઉપયોગમાં લેવાથી, દોષનો ત્યાગ કરવાથી અને અલંકારો ઉપયોગમાં લીધાથી તેમને વ્યવહારમાં સાધારણ રીતે "કાવ્ય" નામ આપે છે તે તો માત્ર રસયુક્ત કાવ્યના અનુબંધનને અનુસરતુ હોવાથી ગૌણ છે, પરંતુ ખરેખર રીતે કહીયે તો કાવ્ય એ નામતો રસમય પ્રબંધનેજ લાગીશકે.

ઉપર કહ્યું કે વસ્તુમાત્રવ્યંગ એજ કાવ્યનો આત્મા; એમ કહીએ તો કાવ્યમાં પહેલીકા આદિનો પણ સમાવેશ થઈ જાય; કેમ કે તેમાં વસ્તુધ્વનિ અત્યંત હોય છે. પણ ખરૂં જોતાં તે કાવ્યમાં નથી. પણ તેવી નિરસ રચનાઓ જેવી કે "ઉત્તમ કુળથી" ઇત્યાદી પોતે નિરસ છતાં જ્યારે શૃંગારાદિક કાવ્યોમાં, દંપતિના વિલાસાઆદિમાં પ્રશ્નોત્તર રૂપે મુકી હોય છે, ત્યાં પ્રબંધ રસમય હોવાથી તે પોતે પણ રસવત થાય છે. બલ્કે અમારા અભિપ્રાય પ્રમાણે તો એવી વસ્તુનિર્દેશાદિની રચનાઓ રસમય પ્રબંધમાંથી કાઢી નાંખીયે તો તે રસવત પ્રબંધ પોતે પણ નિરસ થાય છે, અને આવી તેની અગત્યને લીધેજ તેને તે પ્રબંધ પરત્વે કાવ્ય એ ગૌણનામ કહી શકાય પણ છુટક હોય ત્યાં તો તેને કાવ્ય કહેવાયજ કેમ! રસમય રચનાત્મકપ્રબન્ધોજ કાવ્ય.

હવે ધ્વનિકારે કહ્યુ છે કે,

**अर्थःसहृदयश्लाघ्यःकाव्यात्मायोव्यवस्थितः**
**वाच्यप्रतीयमानाख्यौतस्यभेदावुभौस्मृतौ**

અર્થ—રસિક મનવાળા પુરૂષો જેને વખાણે અને જે યોગ્ય અવસ્થામાં રહેલો છે એવો અર્થ તે કાવ્યનો આત્મા છે, જેના (૧) વાચ્ય અર્થ અને (૨) લક્ષ્ય અર્થ એવા બે ભેદ છે.

હવે એ ધ્વનિકાર પોતેજ કહે છે કે ॥ काव्य स्यात्मा ध्वनिः॥ કાવ્યનો આત્મા ધ્વનિ છે; તો વાચ્ય અર્થ તે કાવ્યનો આત્મા કેમ થઈ શકે ? માટે એનાજ કહેવાથી એના પ્રમાણનું સંહાર થાય છે.

ઉપર પ્રમાણે બીજા સાહિત્યકારોએ આપેલી વ્યાખ્યાઓનો વિસ્તારથી ઉપસંહાર કરીને " ત્યારે કાવ્ય કોને કહેવું તથા દોષ, ગુણ, અલંકાર અને રીતિ તેનો સાથે કેવો સંબંધ રાખે છે તે એક શ્લોકમાં કવિ શ્રી વિશ્વનાથ દર્શાવે છે.

**वाक्यंरसात्मकंकाव्यंदोषास्तस्यापकर्षकाः**
**उत्कर्षहेतवःप्रोक्तागुणालङ्काररीतयः ३**

કાવ્ય એ એક વાક્ય છે. જેનો આત્મા રસ છે દોષ તેને દુષણ દેનારી ખોડ છે, તથા ગુણ અલંકાર અને રીતિ તે તેને ઉત્કર્ષ આપનાર છે. ॥ ઇતિ પદાર્થ ॥

**ટીકા** वाक्यं रसात्मकं काव्यं—રસવાળું વાક્ય એ કાવ્ય છે. તેમાં રસ શું તે ત્રીજા પરિચ્છેદમાં દર્શાવીશું. રસ-એ કાવ્યનો આત્મા છે— કાવ્યનું જીવન છે-તેથી પ્રત્યક્ષ સિદ્ધ થાય છે કે રસ વગરનું વાક્ય એ કાવ્ય નથી. રસ એનો ધાતુ રસ આસ્વાદલેવો, અનુભવ કરવો તેથી રસ=જેનો આસ્વાદ લેવાયલો છે જે અનુભવિત છે. તેઆપ્રમાણે રસ એ શબ્દમાં ભાવ અને રસાભાસનો પણ સમાવેશ થાય છે. હવે રસ,ભાવ,અને રસાભાસ એનાં અનુક્રમે દૃષ્ટાંત આપે છે.

## रसोयथा,

### शार्दूल विक्रीडितम्

शून्यंवासग्रहंविलोक्यशयनादुत्थायकिञ्चिच्छनै
र्निद्राव्याजमुपागतस्यसुचिरंनिर्वर्ण्यपत्युर्मुखं
विश्रब्धंपरिचुम्ब्यजातपुलकामालोक्यगण्डस्थलीं
लज्जानम्रमुखीप्रियेणहसताबालाचिरंचुम्बिता.

કવીત.

પેખીને અવાસમુના ઉઠી પરજંક થકી પળી પિયુ પાસ ધીરી ધીરી સુતરંગથી;
વેશ કરી ઉંઘતો હતો ન જાણ્યું બાલીકાએ ધારી ધારી જોઇ મુખ ચુંબીઉ ઉમંગથી
પણ પેખીને કપોલ પુલકીત શંકા થઇ, હસી પડ્યા પ્રીતમ પ્યારીના પ્રીતરંગથી;
ભામિની લજ્જીત ભાવ્યુ ભૂમિકાની સામુ પિયુ વારવાર ચુંબન કીધુ છે કામરંગથી;

અર્થ—કવિની અથવા સખિની સખિ પ્રઉક્તિ વાસઘર શૂન્ય જોઇને પથારી પર સુતી હતી ત્યાંથી ઉઠીને કાંઇ ધીમે ધીમે પતિ ઊંઘ વાનું ડોળ ઘાલી સુતો હતો ત્યાં તે બાળા ગઈ; વારંવાર પતિનું મુખ નિરખીને ઊંઘે છે એવો વિશ્વાસ આણીને ચુંબન કીધું એટલામાં; પતિના ગલસ્થળ ઉપરની રોમાવળી ઉભી થયેલી જોઇને ( જાગનો છે એમ જાણીને ) શરમાઈ જવાથી નીચું જોયું અને વારંવાર ( આવી પ્રેમની ચોરી પકડવાથી ) હસતા પતિએ તે બાળાને ચુંબન કર્યાં કર્યું. આ શ્લોકમાં "સભોગ શ્રૃંગાર" રસ છે જેનુ વિવેચન ત્રીજા પરિચ્છેદમાં થશે હવે ભાવના દૃષ્ટાંતમાં મહાપાત્ર સાંધી વિગ્રહિક રાઘવા નંદનો શ્લોક.

## भावोयथा

### ॥ शार्दूलविक्रीडितम् ॥

॥यस्यालीयतशल्कसीम्निजलधिःपृष्ठेजगन्म-

ण्डलम् ॥ दंष्ट्रायांधरणीनखेदितिसुताधीशाः-
पदेरोदसी ॥ क्रोधेक्षत्रगणःशरेशमुखःपाणोप्र-
लम्बासुरो ॥ ध्यानेविश्वमसावधार्म्मिककुलंक-
स्मैचिदस्मैनमः ॥

કવીત.

શલ્ક તણી સીમા સુધી પોચીઓ સમુદ્ર જેની જેણે જગ ભારનીજ મઠ પર છે;
દાઢમાંહી ધારી ધરણી હરિણ્યકશીપુને જેણે વ્યાઘ્રનર પોતા ઉપર વિદાર્યો છે;
પદમાં ભુવન; ક્રોધમાંહી ક્ષત્રગણ; શરે રાવણ; પાણીર્પે પ્રલબા સુરને ધાર્યો છે;
વિશ્વતો વિચારે અધરમી તરવારે જેની; તેને વારેવારે નમસ્કારતાં હમારો છે

અર્થ—મત્સ્ય રૂપે જેના ભાગ (ભીંગડાં) The scales of fish.
ની સીમામાં સમુદ્ર, કૂર્મ રૂપે જેની પીઠમાં જગતમંડળ, વરાહ રૂપે જે
ની દાઢમાં પૃથ્વી, નૃસિંહ રૂપે જેના નખ વિશે દિતિપુત્રોનો રાજા (હિ
રણ્યકશીપુ, વામન રૂપે જેના પદ વિષે બંને જગત, પરશુરામ રૂપે
જેના ક્રોધ વિશે એકવીસવાર ક્ષત્રીનાં કુળ, રામ રૂપે જેના બાણમાં
દશ માથાંવાળો રાવણ, કૃષ્ણ રૂપે જેના હાથમાં પ્રલંબા નામાસુર દૈત્ય,
બુદ્ધ રૂપે જેના ધ્યાનમાં સચરાચર વિશ્વ અને કલ્કિ રૂપે જેની તરવાર
માં અધર્મી કુળ, લય પામ્યાં તેવા—ગમે તે હો—તેને સર્વે નમસ્કાર
કરીએ. આ શ્લોકમાં "ભગદ્ વિષયા" રતિ ભાવ છે. આવા રતિભાવો
નુ વિસતારથી વર્ણન ત્રિજા પરિચ્છેદમાં કરીશું હવે રસાભાસનુ દૃષ્ટાંત
આપે છે.

रसाभासोयथा.

मधुद्विरेफःकुसुमैकपात्रे ॥ पपौप्रियांस्वामनुवर्त्त
मानः ॥ शृङ्गेणचस्पर्शनिमीलिताक्षीं ॥ मृगीम
ण्डूयतकृष्णसारः ॥

### વસંતતીલકા.

પાયે મધૂ રતિથિ એકજ પુષ્પ પાત્રે,
જે બેસિને ભ્રમર નીજ પ્રિયાની સાથે;
શ્રંગે ઘસે હરણ અંગ હરીણ કેરાં,
જે સ્પર્ષથી મિંચતિ અક્ષુ મદે ભરેલાં.

આમાં સંભોગ શ્રંગારનું વર્ણન ઉત્તમ પાત્રને વાસ્તે નહી હોવાથી તે રસાભાસ છે.

હવે એ "દોષનુ" વર્ણન કરેછે.

(दोषा स्तस्या पकर्षकाः) દોષ એ કાવ્યને દુષણ લગાડનારછે. શ્રુતિ દુષ્ટ, અપુષ્ઠાર્થત્વ, ઇત્યાદિ જે કાવ્યના દોષ કહેલા છે તે જેમ કાણત્વ, ખંજત્વ ઇ: મનુષ્ય દેહના દોષ છે તેમ કાવ્યને શબ્દાર્થ રૂપી દેહદ્વારા (काव्यस्य शब्दार्थों शरीरम्) દુષણ આપેછે. તેમજ વ્યભિચારી ભાવાદિકના દોષ તેના કાવ્યનિ સાક્ષાત આત્મા જે રસ તેને જેમમૂર્ખતા ઇત્યાદિ મનુષ્ય આત્માના દોષ છે તેમ દુષણ આપેછે અને આ પ્રમાણે કાવ્યના દેહને અને આત્માને આવા બન્ને જાતના દોષો હીનત્વ પોચાડેછે માટેજ તેમને(अपकर्षकाः) દુષણ લગાડનાર છે એમ કહ્યુ છે આનાં વિવિધ ઉદાહરણ સહિત વિવેચન આગળ સાતમા પરિચ્છેદમાં કરીશુ. હાવે ગુણ, અલંકાર, રીતિનો સબંધ કાવ્ય પરત્વે કહે છે.---

( उत्कर्ष इ.)—મનુષ્યને જેમ શૌર્ય, કટક કુંડળ, અને શરીરના યોગ્ય બાંધો :જેમ દીપાવે છે તેમ ગુણ ઇ. કાવ્યને દીપાવેછે; મનુષ્યને તેમ દેહદ્વારા દીપાવેછે તેમ કાવ્યને શબ્દાર્થ રૂપી દેહદ્વારા દીવાવે-છે. આ સર્વ જે કાવ્યનો આત્મા રસ તેને દીપાવનાર હોવાથી તેમ ને કાવ્યની ઉત્કર્ષ સામગ્રી કહીછે.

અહીં એમ કહ્યુછે કે, "ગુણતો રસના ધર્મછે" એટલે શબ્દાર્થ રૂપી દેહના ધર્મ કેમ થઇ શકે? આ શંકા કરે તો તે અયોગ્ય છે. કેમ

કે શબ્દાર્થ મુકયો છે તે "ગુણ દર્શાવનાર શબ્દાર્થ" એવા વ્યંજક રૂપે મુકેલો છે અને તેથીજ આગળ કહ્યુંછે તેમ જે શબ્દાર્થ ગુણ દર્શાવે છે તે કાવ્યને ઉત્કર્ષ આપનાર છે. ગુણ ઇ. વિષે આગળ યોગ્ય સ્થળે વિવેચન કરીશું.

## પરીક્ષા વીચાર.

ઉપર પ્રમાણે કવિ વિશ્વનાથ અનેક સાહિત્યકારોની કાંવ્ય સ્વરૂપની આપેલી વ્યાખ્યાઓનો કણાદના વૈષેષિક ન્યાયની વૃત્તિ વડે પરિહાર કરેછે, અને એકજ શ્લોકથી સાહિત્યના વિષય (માન્ડ) બતલાવી પોતાના ગ્રંથનો અનુબંધ પણ સુચવેછે. પ્રાચિન ગ્રંથકારોની પદ્ધતી અનુબંધ ચતુષ્ટય પ્રથમજ સુચન કરવાની ચાલી આવેલી છે. અનેઆ પ્રમાણે અત્રે બીજાઓએ આપેલાં કાવ્યનાં લક્ષણમાં અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ એ ત્રણ દોષ બતાવી ન્યાય પરીક્ષા ઘણીજ બારીકીથી કરે છે અને ન્યાય પરીક્ષાના ધોરણનું સામાન્ય જ્ઞાન તથા અનુબંધ ચતુષ્ટયનુ પૂર્ણ જ્ઞાન, નજરઅંદાજમાં રમી રહેલું એવું, જે ઉપર ગ્રંથકારની ઇમારતનો પાયો અને ટીકાકાર (a critic) ના જાણવાની દાંડી પૂર્ણ આધાર રાખેછે તે જરૂરનું છે. અત્રે આ બે વિષયનું કાંઇ છાયાદર્શન કરીશું કેમકે આ પુસ્તકના વાંચનારને પરીક્ષક કરવાનો પણ અંતર હેતુ છે.

## ન્યાયશાસ્ત્રનો ઉદ્દેશ અને પરીક્ષાનાં સાધન.

કોઇપણ વિષયની ન્યાયે પ્રવૃત્તિથી પરીક્ષા કરવાના નિયમમાં ત્રણ સામગ્રી છે ત્યાં ભાષ્ય વાચનઃ (त्रिविधाचास्य शास्त्रस्य प्रवृत्ति रुद्देशो लक्षणं परीक्षाच) આ વૈષેષિક શાસ્ત્રની પ્રવૃત્તિ (ઉપયોગ) ત્રણ પ્રકારનાં છે. ૧ ઉદ્દેશ. ૨ લક્ષણ. ૩ પરીક્ષા. ત્યાં ઉદ્દેશ લક્ષણ.

## ઉદ્દેશ.

[नाममात्रेण वस्तु संकीर्तनं उद्देशः) નામ માત્ર વડે જે વસ્તુનુ કથન તે ઉદ્દેશ કહીએ. તેમ પ્રસ્તુત ગ્રંથમાં સાહિત્ય શાસ્ત્ર સ્ફુટરીતે દર્શાવવાનો ઉદ્દેશ છે. તેમજ तर्कदीपि शब्दार्थौ इः મમ્મટ વિગેરેએ આપેલી વ્યખ્યાનો ઉદ્દેશ કરી તેની લક્ષણ અને પરીક્ષા પ્રવૃત્તિ કરી પોતે આગવી વ્યાખ્યા આપીછે. હવે

## લક્ષણ.

લક્ષણ લક્ષણ—(असाधारण धर्मः लक्षणं) વસ્તુનો અસાધારણ ધર્મ—એનો પોતાનોજ ખાસ ધર્મ— તે લક્ષણ હવે આ પેલી વ્યાખ્યાઓનાં લક્ષણ ન્યાય લક્ષણ પુરસ્સર છે કે નહીં તે વિચારવાનુ રહ્યું. લક્ષણ આપવામાં મુખ્યત્વે ત્રણ દોષ આવેછે. ૧ અવ્યાપ્તિ ૨ અતિવ્યાપ્તિ. ૩ અસંભવ. અર્થાત આ ત્રણ દોષ પૈકી કોઈપણ દોષ ન આવતો હોય તો આપેલો ઉદ્દેશ વ્યાખ્યા-યોગ્ય છે એમ Conversely. સમજવું.

(लक्ष्यैक देशावृत्तित्वं अव्याप्ति) લક્ષ્ય—જેનુ વ્યાખ્યાન થાયછે તે—ની એક દેશ વિષે એટલે તેના પોતાના ખાસ લક્ષણ વિશે અવૃતિ થતી હોય અર્થાત્ લક્ષણ બરાબર સ્ફુરિત થયું નહોય ત્યાં અવ્યાપ્તિછે.દૃષ્ટાંતઃ— ગાય એ લક્ષ્યછે તેએટલે, ગા । એ શબ્દનાં લક્ષણ આપી વ્યાખ્યા આપવાની તેનાં લક્ષણમાં એમ કહેકે ગાયે "કપિલા રંગની હોય છે." આ પ્રમાણે ગાયનું કપિલત્વ લક્ષણ કહ્યુ પરંતુ સઘળી ગાયો કાં, કપિલા હોતી નથી. માટે કપિલત્વ લક્ષણ અવ્યાપ્તિ વાળું છે. જેજ મુજબ अनलङ्कृती पुनः क्वापि એ મમ્મટનું લક્ષણ આગળ દર્શાવ્યા પ્રમાણે कीटानुविध्धरत्नादिः नु દ્રષ્ટાંત આપી અવ્યાપ્તિ વાળું સિદ્ધ કરે છે હવે અતિવ્યાપ્તિનું લક્ષણઃ (लक्ष्यवृत्तित्वेसति अलक्ष्यवृति

તે અર્થ તે પ્રયોજન. સાહિત્ય શાસ્ત્રનું જ્ઞાન વિવેચન કરી વિદ્યાર્થિ ઓને ઉપજાવવું એ પ્રયોજન પ્રસિદ્ધજ છે. પ્રયોજનના બે પ્રકાર છે. ( ૧ ) મુખ્ય પ્રયોજન; અને ( ૨ ) ગૌણપ્રયોજન.

## મુખ્યપ્રયોજન.

મુખ્ય લક્ષણ:— इतरेच्छाऽनधीनेच्छाविषय:मुख्यम् બીજી વસ્તુઓની ઇચ્છાને અધીન નથી એવી એકજ (સ્વતંત્ર) ઇચ્છાનો જે વિષય તે મુખ્ય પ્રયોજન. અહીં વિદ્યાર્થિને સાહિત્ય શાસ્ત્રનુ જ્ઞાન આપવાનું મુખ્ય પ્રયોજન છે. તેમ બીજું ગૌણ કારણ પણ ગ્રંથકર્તાના ઉપરથી જણાઈ આવે છે.

## ગૌણ પ્રયોજન,

ગૌણનું લક્ષણ:—मुख्यप्रयोजनेच्छाधीनेच्छाविषय:गौणम् મુખ્ય પ્રયોજનની ઇચ્છાને આધીન બીજી અંતર ઇચ્છાનો જે વિષય તે ગૌણ. પ્રસ્તુત ગ્રંથ સાહિત્ય શાસ્ત્રના અનેક ગ્રંથો રચાયા પછીથી રચાયલો છે, સબબ ઘણા ગ્રંથોનો મતભેદ તોડી સતત એકજ નિયમમાં પદ્ધતી લાવવાનુ ગૌણ પ્રયોજન છે.

## અધિકારી

(द्विविध प्रयोजन काम: अधिकारी) ઉપર કહેલાં બન્ને પ્રયોજનની સિદ્ધિની ઇચ્છા રાખનારો તે અધિકારી. પ્રસ્તુત ગ્રંથના અધિકારી સ્પષ્ટ છે.

## સબંધ.

પરસ્પર યોગ્યતા તે સંબંધ—અને સંબંધતો અનેક પ્રકારના

હોઇ શકે છે. પ્રસ્તુત ગ્રંથ વિષે

૧ અભિધેય એટલે વિષય (વાક્ય. રસ અલંકાર ઇ:) અને સાહિત્ય શાસ્ત્રનો પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવ સંબંધ છે. વાક્યાદિ પદાર્થ રૂપ અભિધેય તે પ્રતિપાદ્ય છે અને સાહિત્ય શાસ્ત્ર પ્રતિપાદક છે:

૨ પદાર્થ તત્વજ્ઞાન એટલે સાહિત્ય શાસ્ત્રના વિષયનુ જ્ઞાન અને સાહિત્ય શાસ્ત્રનો જન્ય-જનક ભાવ સંબંધ છે. જ્ઞાન જન્ય છે, શાસ્ત્ર જનક છે;

૩ અધ્યયનનુ જે ફળ તેના અને શાસ્ત્રનો પ્રયોજ્ય પ્રયોજક ભાવ સંબંધ છે. ફળ પ્રયોજ્યછે અને શાસ્ત્ર પ્રયોજક છે; એજ પ્રમાણે

૪ વિષયઆદિના અને સાહિત્ય જ્ઞાનનો વિષય વિષયી ભાવ સંબંધ છે;

૫ ફલ અને અધિકારીનો પ્રાપ્ય પ્રાપક ભાવ સંબંધ છે; અને

૬ અધિકારી તથા વિચારનો કર્તૃ કર્તૃવ્ય ભાવ સંબંધ છે; ઇત્યાદિ આ પ્રમાણે સંબંધતો અનેક પ્રકારના હોઇ શકે છે.

## કાવ્યોત્પત્તિ

પ્રથમતો સર્વ વિદ્યાના ઈશાન શ્રી સાંબ છે તે ઇશાનઃ સર્વ વિદ્યાનામીશ્વરઃ સર્વ ભૂતાનામ્ વેદશ્રુતીથી પ્રમાણ છે. ત્યારપછી સંસ્કૃત કાવ્યના પ્રથમ આચાર્ય બ્રહ્માને માનવા, કેમકે વેદરૂપી નાના સૃષ્ટી દર્શનના ચમત્કારોથી ભરપુર, એક વખત ઉષસના તો એક વખત વૃષ્ટી ચમત્કારના ઇંદ્ર સ્તવન રૂપે, એક વખત જલના તો એક વખત રાત્રીના, કોઇ વખત ઉગતા સૂર્યના અરૂણ રૂપે વર્ણનમાં, એમ સુર્ય, ચાંદ્ર ગ્રહાદિના રસમય-પરમાનંદમય-તત્વજ્ઞાનથી મોક્ષમય, વર્ણન રૂપ; કાવ્ય પ્રણીત કર્યુંજે, કેમકે કવિ મુમુક્ષુએ વેદમાં પણ કાવ્ય શિવાય બીજુ કાંઇ દખતાજ નથી. ત્યારપછી કાવ્યના આચાર્ય સર્વ કવિના પુજ્ય પિતામહ શ્રી વાલ્મીકિને માનવા જેમણે આદિ કાવ્ય રામાયણ

તે અર્થ તે પ્રયોજન. સાહિત્ય શાસ્ત્રનું જ્ઞાન વિવેચન કરી વિદ્યાર્થિઓને ઉપજાવવું એ પ્રયોજન પ્રસિદ્ધજ છે. પ્રયોજનના બે પ્રકાર છે. ( ૧ ) મુખ્ય પ્રયોજન; અને ( ૨ ) ગૌણપ્રયોજન.

## મુખ્યપ્રયોજન.

મુખ્ય લક્ષણ:– इतरेच्छाऽनधीनेच्छाविषय:मुख्यम् બીજી વસ્તુઓની ઇચ્છાને અધીન નથી એવી એકજ (સ્વતંત્ર) ઇચ્છાનો જે વિષય તે મુખ્ય પ્રયોજન. અહીં વિદ્યાર્થિને સાહિત્ય શાસ્ત્રનું જ્ઞાન આપવાનું મુખ્ય પ્રયોજન છે. તેમ બીજું ગૌણ કારણ પણ ગ્રંથપદ્ધતી ઉપરથી જણાઇ આવે છે.

## ગૌણ પ્રયોજન,

ગૌણનું લક્ષણ:–मुख्यप्रयोजनेच्छाधीनेच्छाविषय:गौणम् મુખ્ય પ્રયોજનની ઇચ્છાને આધીન બીજી અંતર ઇચ્છાનો જે વિષય તે ગૌણ. પ્રસ્તુત ગ્રંથ સાહિત્ય શાસ્ત્રના અનેક ગ્રંથો રચાયા પછીથી રચાયો છે, સબબ ઘણા ગ્રંથોના મતભેદ તોડી સતત એકજ નિયમમાં પદ્ધતી લાવવાનું ગૌણ પ્રયોજન છે.

## અધિકારી

(द्विविध प्रयोजन काम: अधिकारी) ઉપર કહેલાં બન્ને પ્રયોજનની સિદ્ધિની ઇચ્છા રાખનારો તે અધિકારી. પ્રસ્તુત ગ્રંથના અધિકારી રૂપષ્ટ છે.

## સમ્બંધ.

પરસ્પર યોગ્યતા તે સંબંધ—અને સંબંધનો અનેક પ્રકારના

ઈ શકે છે. પ્રસ્તુત ગ્રંથ વિષે

૧ અભિધેય એટલે વિષય (વાક્ય. રસ અલંકાર ઈ૦) અને સાહિત્ય શાસ્ત્રનો પ્રતિપાદ્ય પ્રતિપાદક ભાવ સંબંધ છે. વાક્યાદિ પદાર્થ રૂપ અભિધેય તે પ્રતિપાદ્ય છે અને સાહિત્ય શાસ્ત્ર પ્રતિપાદક છે:

૨ પદાર્થ તત્વજ્ઞાન એટલે સાહિત્ય શાસ્ત્રના વિષયનુ જ્ઞાન અને સાહિત્ય શાસ્ત્રનો જન્ય-જનક ભાવ સંબંધ છે. જ્ઞાન જન્ય છે, શાસ્ત્ર જનક છે;

૩ અધ્યયનનુ જે ફળ તેનો અને શાસ્ત્રનો પ્રયોજ્ય પ્રયોજક ભાવ સંબંધ છે. ફળ પ્રયોજ્યછે અને શાસ્ત્ર પ્રયોજક છે; એજ પ્રમાણે

૪ વિષયઆદિનો અને સાહિત્ય જ્ઞાનનો વિષય વિષયી ભાવ સંબધ છે;

૫ ફલ અને અધિકારીનો પ્રાપ્ય પ્રાપક ભાવ સંબંધ છે; અને

૬ અધિકારી તથા વિચારનો કર્તૃ કર્તવ્ય ભાવ સંબંધ છે; ઇત્યાદિ આ પ્રમાણે સંબંધતો અનેક પ્રકારના હોઇ શકે છે.

## કાવ્યોત્પત્તિ

પ્રથમતો સર્વ વિદ્યાના ઈશાન શ્રી સાંબ છે તે ઇશાન: સર્વ વિદ્યાનામીશ્વરઃ સર્વ ભૂતાનામ્ વેદશ્રુતીથી પ્રમાણ છે. ત્યારપછી સંસ્કૃત કાવ્યના પ્રથમ આચાર્ય બ્રહ્માને માનવા, કેમકે વેદરૂપી નાના સૂક્તો દર્શનના ચમત્કારોથી ભરપુર, એક વખત ઉષસના તો એક વખત વૃષ્ટી ચમત્કારના ઇંદ્ર સ્તવન રૂપે, એક વખત જલના તો એક વખત વૃષ્ટીના, કોઈ વખત ઉગતા સૂર્યના અરૂણ રૂપે વર્ણનમાં, એમ સૂર્ય ચંદ્ર ગ્રહાદિના રસમય–પરમાનંદમય–તત્વજ્ઞાનથી મોક્ષમય, વર્ણનમય કાવ્ય પ્રણીત કર્યુંછે, કેમકે કવિ મુમુક્ષુઓ વેદમાં [illegible] બીજુ કાંઈ દેખતાજ નથી. ત્યારપછી કાવ્ય[illegible] પુજ્ય પિતામહ શ્રી વાલ્મીકિને માનવા જે[illegible]

नाना छंद प्रबंधमां रच्युं. त्यारपछी मनु, याज्ञवल्क्यादि स्मृतीकारोने गानवा. पछी माहाराज वेदव्यासे भारत ईतिहासादिक अष्टादश पुराणो निर्म्यां. त्यारपछी संस्कृत साहित्य Sahitya proper भरत, भाम अने मम्मट आदिए काव्य प्रकाश सदृश ग्रंथ रच्या, त्यारपछी घणा साहित्यकारोए ग्रंथ लखवा मांडया, अने छेवटनो श्री विश्वनाथनो रचेलो, पूर्वमतोना खंडन मंडन रूपी वाद प्रहिननो आ साहित्य दर्पण ग्रंथ विशेष वडे प्रमाण रूप मानवो घटे छे.

## काव्य कारण वीचार.

काव्यने परिपूर्णताए पहोचाडवाने कविने त्रण वस्तुनी जरूर छे, शक्ति, व्युत्पत्ति, अने अभ्यास.

दुहा

प्रथम शक्ति व्युत्पत्तिने वळि त्रीजो अभ्यास<br>
कारण त्रण ए काव्यनां, वरणे सुमतिविलास.<br>
कविता कारण पूर्वभव संसकार व्युत्पत्ति<br>
शिघ्र शक्ति अभ्यासथी, प्राप्त कवीता शक्ति.<br>
कोश व्याकरण धर्म धन अनुभव जगतनि रीति<br>
साहित्य संगित काम मत, ए कविजन व्युत्पत्ति.<br>
गुरुजन निकट रही करे, प्रकट काव्य करि प्रीति.<br>
अध्यापन निज अध्ययन ए अभ्यासनी रीति.

कवित्वशक्ति होवामां कांइ पूर्व जन्मनो संस्कार जोइए छीए अने आवो प्राचीन तेमज अर्वाचीन कविसमुहनो मत वर्तमान समयमां प्रसिद्धज छे. अने शक्तिनो लाभ लइ व्युत्पत्ति अने अभ्यासना उपर प्रमाणे प्रयत्नथी काव्य स्वरूप परिपूर्णताए पहोचशे. स्वाभाविक शक्ति मुजब काव्यो रचायछांते खरां अने अनेक कविओ

ઓચ્ચેછે પણ આશ્રિત અને કોમલ હૃદયના વાંચનારને જેમ ચંપકવરણી તરૂણીમાં બાડી આંખ રસિક કામી પુરૂષને અપ્રિય થઇ પડેછે તેમ લાગેછે. માટેજ વ્યુત્પત્તિ અને શાસ્ત્ર પુરઃસ્ર અભ્યાસની રસાભવિક કવિની ફરજ છે.

## કવિ બુદ્ધિ વિચાર

### દુહો

પદ પ્રસન્નતા અર્થ નવ યુકિત અનેક પ્રકાર.
દર્શન તાદ્રશ ચિત્ર સમ કવિવર બુદ્ધિ અપાર.

કોઇ રચના કરનાર "કવિ" છે કે નહીં અર્થાત્ કવિની બુદ્ધિ એનામાં છે કે નહીં તેની પરીક્ષાનો ઉપરનો દુહોછે. કવિ જો પ્રસન્નતા ઉપજે એવા શબ્દ (માધુર્ય) નવા નવા પ્રકારના અર્થ, અનેક પ્રકારની યુક્તિ, અને વિષયનુ તાદૃષ્ય દર્શન લાવીશકે તો પછી તે કવિજછે અને કવિત્વ બુદ્ધિ પણ યોગ્ય છે એમ કહેવાને કશો આચકો નથી. ત્યારશિવાય બાકીના જે દાય વાળી કવિતા કરે, બીજા કવિની કવિતાની ચોરી કરે, અઘટિત વચન જોડે, ભાષાનો નાશ કરીનાંખે અને કવિઓની તેજસ્વી મરજાદ તોડે તેને કુકવિ જાણવો અર્થાત્ કવિની કુબુદ્ધિ કહેવી. જેની કવિતાઓ જન મન હરણ થાયછે તેને વાસ્તે ઠાકુર, સેનાપતિ આદિ હીંદી કવિઓએ તથા દલપતરામ અને નર્મદાશંકર આદિ ગુર્જર કવિઓએ નીચેપ્રમાણે શબ્દો ઉભરામાં વાપર્યાછે,—

## कवित्त.

१

अगन बचावैं सुभ वचन सुनावैं मेद

मंद मति ल्यावें अरु कंठ सुभताई है
पूरन चुकावें जिय अनी पल्लावें सोइ
कविता कहावें जामें एती कविताइ हैं.
जानत सुजान जे अजान कहा जाने मंद
याते कविराजनके गजन बताइ हैं
कोटी कोटी ग्रंथनको अंतर जनावें तुक
ल्यावें अनूटी तोलिजूटी कविताइ हैं.

२

अच्छर धरन सोध गनकी करन वाक
छलकी परन ताते रासिया दहल हैं
अर्थ ऐसो दीजे जामें मन हरी लीजे सुभा
सुभ सोध कीजे बांच तुरकी टहल हैं;
ठाकुर समाज जैसो देख कविलोग मनि,
तहां तैसो जानके मीलाइयो महल हैं.
सभाकी पढन जाने चांपकी चढन जाने
कविको कहेवो सबं जानत सहल हैं.

३

तृनन समेत भलें फलको धरत सुधे
तूरिको चलत जेंहं धीरजीय धारीके
लागत विविध पक्ष सोभितहं गुन संग
भवन मिलत मूल कीरति उजारीके

सोइ सीस धुनें जाके उरमें चुभत नीके
बेगि बेधि जाय मन मोहें नर नारीके
सेनापति कविके कवित्त विलसत अति
मेरे जान बानहै अचूक चापधारीके.

કુંડળિયા.

નહિ ડોલે જે નાગતો નહિ વંશીનો નાદ,
જંગમ જન થિર થાય નહિ સુણિ કવિતાનો સ્વાદ.
સુણિ કવિતાનો સ્વાદ ભરદ માદા નહિ ડોલે,
નહિ કવિતાને કામ બરાબર બકરો બોલે.
કહે કવિ દલપતરામ નામ ધિક ખોટું ખોલે,
ધિક વંશી વાનાર નાગ શુણિ જો નહિ ડોલે.
કંઠ હલાવે કોથળો કણભરતાં જે કાળ
જન મનમાં જાણી લહે પોચ્યા કણ પેટાળ.
પોચ્યા કણ પેટાળ કવિતા ત્યારે કહિયે
શ્રોતા જનનાં શીશ ડોલતાં દેખી લહિયે-
કહે કવિ દલપતરામ નામ કવિ કાવ્ય બનાવે
હાજર શ્રોતા હોય કોઇ નહિ કંઠ હલાવે.
સરસ કવિની કાવ્ય શુણિ હરખિ હલાવે કોટ
નરસ કવિની કાવ્યમાં ઉંઘ ચલાવે ચોટ,
ઉંઘ ચલાવે ચોટ કોટ જનની કંપાવે
જેથી જગમાં લાજ નરસ કવિની નહિ જાવે.
કહે કવી દલપતરામ નથી તે વાત નવીની,

નાચે નિદ્રા નામ કાવ્ય શુણિ સરસ કવીનીઃ
(દલપતરામ]

સવૈયા-

નિર્મળ પિંગળ પાણિથકી કવિતા તરૂણીતન સ્વચ્છકરે છે
ભાષણ ભૂષણ ચાટથકી વળિ સુંદરિ તે સણગાર ધરે છે
અંગ ઉમંગિ છટા રસથી કુમળિ મળીને હળિ મંન હરેછે -
બ્રહ્મ સુધારસ પાઇ પછી ભલિ નર્મદને શુણથીજ તરેછે.
( નર્મદાશંકર )

## કાવ્યમહાત્મ.

કાવ્યનુ મહાત્મ પેહીલથી પીછુસુધી સર્વ શાસ્ત્રોને માપે કઇ પ્રજાએ નથી વખાણ્યુ. કાવ્યને જ્યાં મોક્ષ પમાડનારૂ સાધન કહ્યું ત્યાં બાકીનો શી રહી. કાવ્યને વાસ્તે સરફીલીપસીડની નીચે પ્રમાણે લખેછે

Poetry doth not only show the way, but giveth so sweet a prospect of the way, as will entice any man to enter into it; nay, the Poet doth, as if your Journey should be through a fair Vineyard, at the very first give you a cluster of grapes, that, full of that taste, you may long to pass farther. He beginneth not with obscure definitions, but he cometh to you with words set in delightful proportion, either accompanied with, or prepared for, the well-enchanting skill of music;-and with a tale;—he cometh unto you with a tale, which holdeth children from play and old men from the Chimney Corner. Even those hard hearted evil men,

who think virtue a school-name, and despise the austere admonitions of the philosopher, and feel not the inward reasons they stand upon, yet will be contented to be delighted &c.

કવિતા એ માત્ર એક રસ્તો બતાવીનેજ બેશી રહેતી નથી પણ એ રસ્તાનો એવો મનહર અને મધુર દખાવ બતાવે છે કે તે રસ્તે જવાને દરેક માણસને લાલચ થશે; અરે, એટલુંજ નહિ પણ, કવિતો જાણે કે તમારી મુસાફરી દ્રાક્ષ મંડપની નીચે થની જોઈએ એમ ધારીને પ્રથમજ દ્રાક્ષનુ ઝુમખું આપે છે કે તેના તે સ્વાદના ભર્યા તમે આગળ વધવાને આતુર રહો. કવિ કંઈ જુનો જુની વ્યાખ્યાઓ કે નિયમ આપી શરૂ કરતો નથી પણ એતો હાથમાં રમણીય પ્રમાણમાં ગોઠવેલા શબ્દ લઈ, ગાતો ગાતો કે એ મોહક વિચના કારણ માટે નિર્મિત કરી દખાવ દે છે. તેમાં વળિ વાર્તા પણ કદાચ હોય છે! એવી વાર્તા કે બાલકોને રમત રમતાં બંધ કરે અને ઘરડાં માણસોને ચુલા આગળ તાપતાં હોય ત્યાંથી બાહર આણે; એ તો શું, પણ એવાં કઠોર હૃદયનાં માણસો જે સદ્ગુણને તો નિશાળમાં વપરાતો શબ્દ ગણે છે, તત્વ જ્ઞાનના તિવ્રબોધને ધિક્કારે છે, અને અંદરની લાગણી જેને કંઈ થતી નથી તે પણ આનંદમાની સતોષ પામશે." ઇ. ઇ.

વળિ આપણા આચાર્ય શંકરે સૌંદર્ય લહરીમાં કરેલું નીચે લખેલું વર્ણન તેથી અને ॥ मधुर्गी मधुरी द्दे सुधा कविलामतुरी अपार ॥ ઇ. થી જણાશે—

## શિખરિણી.

નમીને જે એવા લલિત તુજને ભારતિ રૂપે
કવીઓ મૂખેથી મધુરિ મધુરી વાણ ઉચ્ચરે

અહા જેની આગે ક્ષિર મધુ વળી દ્રાક્ષ ફળની
લગારે લેખામાં નથી મધુરતા કાંઇ ફળની.
પ્રભાતે ઉગંતા દિનકર સમી કાંતિ અરૂણે
ખિલાવો છો દેવી કવિ મન રૂપી પદ્મ વનને
ભજે છે જે પ્રીતે સરસ્વતિનિ શ્રૃંગાર લહરી
ગભીરા વાણીથી મહત મુનિનાં લે મન હરી.

—( આ ટીકાકારના કરેલા ભાષાંતરમાંથી)

અને કવિયો કવિતાને પોતાની પ્રિયારૂપ ગણી કેટલે દર જો માને છે તે આ ટીકાકારના રચેલા "કલાન્ત કવિ" ના ની ચેના શ્લોકથી જણાશે.

શિખરિણી.

સદા શાણા તારા પુનિત પદની આશ કરતા
પરંતુ તે દીસા દુખિ દુખિ થઇને રખડતા
મને કીધો વ્હાલો જનમથિ છકેલો તવ પ્રિને
ખરો ઘેલો હોયે તવપદરજે પ્હોચિજ શકે.
નથી જે વેદાંતે નથિ સ્તવન પૂજા નિયમમાં
નથી પૂરાણોમાં નથિ ગમનયાત્રા વિષયમાં
નથી નીતી માર્ગે નથિ અધિક વિજ્ઞાન રણેમાં
વસ્યું તે આવીને ફળ અમિત તારા ચરણમાં.
નથી ભુર્ભૂવોમાં સ્વર મહજનોમાં તપ મહીં
નથી સત્યે લોકે, નથિ નથિ નથી ભર્ગનિ મહીં
નથી યોગી કેરી હઠ જનિત સિદ્ધી તણિ મહીં
વદી મોક્ષે સિદ્ધી તવ સુચરણે આવિજ રહી.

થતા તારા સ્નેહી નિરધન અતી ઇંદ્રનિ સમો
મદાંધો વાસે છે તવ સ્વરગના રમ્ય વનમાં
ખગોળે ખેલે છે અગમગતિ જાદૂગર વડા
સદા બ્રહ્મા વિષ્ણૂ શિવ પ્રભૃતિનો દ્વારજ ઉભા.
સદા જેને શીરે તવ પિયુષધારા વહિ રહી
સદા તે સ્નેહીને શુચિ સરિત શ્રી પ્રાંગણે વહી
નહીં તેને અંગે જગત વ્યવહારાગ્નિ અડશે
સદા તેને ચિત્તે ઉદધિ પરમાનંદ વહશે.
રહ્યા બાંધ્યા તારી અલકલટની સાંકળવડે
કદી તેને કાંઇ નહિં જગતમાં બંધન નડે
અહા હાહા ? કેવો અજબ અતિ છે એજ કિમિયો
પળી આડે પંથે પલકનિ મહીં મોક્ષ મળિયો.
કૃપા શીલા તારા ચરણ સુરભી કામ સમ છે.
કહે તેને શાની લગિરપણ રિદ્ધીનિ ન્યુનછે
ઉપાસી તારા જે તવ ચરણ દૃષ્ટી ધરિરહે
નકી તે પોચેછે અવિચલ પદે શું પછિ ચહે.
કદી દૈવિ પ્રાણી અનુભવ લહે જો ઉમળકે
કદી દૈવિ જ્યોતીક્ષણ તવ કટાક્ષેથિ ઝળકે
ઉધાડેછે જ્યોતી અગમ ગત તે અંધજનની
કૃપા તારી પામે અવયવ ક્રિયા ક્યાં પછિરહી.
મહાત્મા આંજેછે પદરજ તણો તારિ સુરમો
વિકારી દૃષ્ટીને શિતળ કરવા આંખમહિતો
સદા ઇચ્છે પ્રેમી તવ ચરણથી દોહદ થવા
ફુલે અંગે અંગે અમર ફળની મોજમળવા.

રહે શોકી તારા વિરહિ જનને શોક ન નડે
ઘવાયા તારાથી પ્રબળ જનને ઘાવ ન અડે
પડ્યા તારા ફંદે ફરિ અવર ફંદે નહિ પડે
અડ્યા આવી દ્વારે અપકિરતિનો રંગ ન અડે.
અરે મારી કાંતો અપકિરતિનાં ગાન ગજવો
ફરી ચોરે ચૌટે ઘર ઘર પતાકા ફરકવો
નથી ચિંતા કાંઈ નથિ કિરતિ ઇચ્છા સ્વપનમાં
ફર્યો જેની પ્રીતે સતત શિલવાળી જગતમાં.
તહારી કીર્તિનાં શુચિ કવન જેના કરણમાં
પડે તે પામે છે મુરખ યદપી મોક્ષ જગમાં
વિલાસો કીર્તીના તવ પુનિત જેને મુખવસે
કવીતારાને શું ફળ મળિ શકે કોણ કથશે.
અરે એથીએ હું પ્રિયતમ થયો તે શું શું ચહું
ક્ષમા તારી મત્યે મુજ વચનના ભંગનિ ચહું
ફરી તારી સાથે રસમય નિરૂપાધિથિ રહું
ખરી પ્રીતી છોળે હૃદયગત આનંદથિ વહું.
પછી કોઇ કાળે ક્ષણિક વપુના બંધ વિખરે
રહેતું પાસે ને નજર વપુ તારા પર રહે
તજી સંસારાબ્ધી સતત દુણવારીથિ પુરને
રહે આશા તારા સ્વરૂપ મહિ ચૈતન્ય વિચરે.
મને ક્રીયા વાણીથકિ કંઇ કંઇ જે કૃત્ય થતાં
પ્રિતે મેં તે સર્વે સમરપણ તારે પદ કર્યાં
કદાપી તે કાંઇ દુષિત અણજાણ્યા થકિ હશે
ખરા પ્રેમીનાં તું વચન મહિના દોષ હરશે.

આ પ્રમાણે કાવ્યાંગોનુ યોગ્ય સૂચન કરી નીચેના એક ફી લસુફના વચનોમાં સમાપ્ત કરીએ છીએ, અને વધારે ઉભરા આ ગ્રંથની સમાપ્તિએ એક નિબંધ આપીશું તેમાં કાઢવાને મુલતવી રાખીએ છીએ.

Thus Poetry, by the gentle yet certain method of allurement, leads both to learning and virtue. I conclude, therefore, that under a few self evident restrictions, it is properly addre-sed to all young mi-nds, in the cource of a liberal education.

આ પ્રમાણે કવિતા ઉમદા અને દૃઢ રીતે લાલચ આપી વિદ્યા અને સદ્‌ગુણ તરફ દોરે છે. અને તેટલા માટે કેટલાંક પ્રત્યક્ષ બંધન શિવાય દરેક જુવાન માણસને પોતાની કેળવણીમાં કાવ્ય પણ ભણાવણ કરવામાં આવે છે.

દુહો.

પરિચ્છેદ પૂરણ પ્રથમ કાવ્ય નિરૂપણ નામ
બાલબોધિની કરિ કર્યો બાલ સુખદ અભિરામ.

॥ इति श्री साहित्यदर्पणे नडियाद निवासिना उल्लासात्मजेन बालाशंकरेण विरचितायां बालबोधिन्याख्या गुर्जर दीपिकायां काव्य निरूपणो नाम प्रथमः प्रबोधः ॥



# કુસુમાવલિ.

## પ્રકરણ ૧ લું.

### વિંધ્યાટવીનો મુસાફર.

વિંધ્યાપ્રદેશ ઘણો રળિયામણો છે. ઇશ્વરની અનેક રંગ અને રસની વિવિધ લીલાઓનુ તથા રચનાઓનુ સંગૃહસ્થાન કોઇ દૈવેચ્છાથી કે કોઇ સુરેશના પ્રયત્નથી ચિરકાળથી આ સ્થળે કરવામાં આવ્યું હોય એમ દિસી આવતું હતું. અથવા ચારુતાના વિવિધ તરંગો રૂપી નૌતમ અને માંઘા અપૂર્વ સિક્કા પાડવાની ટંકશાળ ઇશ્વરેજ આ અગાય સ્થળમાં બનાવી હશે એવા તર્કને પણ સપ્રમાણ આશ્રય મળતો હતો. મધુર, ભવ્ય અને સુગંધિત અનેક પ્રકારના રંગનાં સકોમળ વિકસિત પુષ્પોના હૃદયમાંથી પરાગ રૂપી રજસનુ હરણ કરનાર, કેળના ગર્ભથી પણ સુકુમાર, જોગતના મદથી સ્વચ્છંદ પ્રકૃતિવાળી લોલ લલનાઓએ પ્રથમથીજ ચેતીને હોય તેમ બેવડ અથવા ત્રેવડ અસ્તરમાં ગોપિત કરેલાં, કનકના કલશને નિસ્તેજ કરનારાં, ચક્રવાકયુગલ તુલ્ય સ્નેહાર્ણવને પણ ચિત્તાકર્ષક બનાવનારાં, અગ્નિથી ઉભરાઈ જતા દૂધની પેઠે વિરહાગ્નિએ કંચુક બાહાર નિકાળવા પ્રતિક્ષણ ઉછળતાં સ્તનયુગલનો પરિરંભ કરી ભારે અને કીમતી તથા ઝીણાં દેહલતામાં લપ્પાઇ જતાં વસ્ત્રને ઉરાડી દઈ કામુકવત્ આચરનાર, ઇંદ્રરાજની સામગ્રી છતાં વિચિત્ર વિવિધ ઉપયોગી-વનસ્પતિના નિધિસ્થાન મહાદ્રિને નખશિખ સ્નાન કરાવી સ્વરસત્તાથીજ જાણે મલયના મલને નિર્મળ કરી પરિમળ આપતો હોય એમ ગંધવાહક થનાર, શીતલ, અને પતનથી બગની પક્ષ કે શંકરના હાસ્ય સમાન શ્વેત રંગ ધારણ કરતાં, સ્થાનથી ભ્રષ્ટ થઈ પડતાં જે જળનાં ઝરણ તેમાં પ્રવેશ કરી તેના કણ સીકરના સમૂ

હને અદૃશ્ય રીતે વહી-દંપતીના ગાઢાશ્લેષમાં, તપથી કે તપનથી તપ્ત
થએલા જનોના રોમેરોમમાં, અને વિચારથી વિફરી ગએલા વિદ્વાનના
મગજમાં શાન્તિનુ વર્ષણ કરનાર, જીવિત રહિત અને જડ છતાં પણ
વૃક્ષવલ્લિ ઇત્યાદિનો પરસ્પર સંબંધ કરાવતાં દૂતત્વ કરનાર અને મૂ
ર્છિતને જાગૃત પણ જાગૃતને નિદ્રિત કરનાર, ચલ્લિઓની પેઠે સમુદ્ર પિ
તા પાસેથી નાશી જઈ વિંધ્યાના સહોદર સ્થાને રહી, પવન સમુદ્રનાં મો
જાંની તુલ્ય મંદ મંદ અને નિયમિત રીતિએ સચરાચર પ્રસરી રહે
લો શ્રમિતના શ્રમનુ, વ્યથિતની વ્યથાનુ અને મુદિતના મનનુ એકજ
સમયે આ સ્થળે ચોરજનવત્ હરણ કરી લે છે. નીલ વર્ણ આકાશની
આશપાશ જાણે ઉંચી પદવીએ ચઢ્યાં હોય એવાં વૃક્ષોના સમૂહો ટેકા
રૂપ થઇ જાણે તેને અધ્ધર રાખતાં રીસાઇ હાથ અને મસ્તક હલાવતાં
હોય એમ ચારે તરફ ક્ષિતિજમાં દષ્ટિગોચર થાય છે. એક તરફ ગિરિ
ના અગ્રનો સ્પર્ષ થતાં ત્રિલોકમણી દિનમણી ત્રમણી શક્તિ રહિત થએ
લો જાણે અર્ધો કપાઇ ગયો હોય અને તેથીરક્તસ્રાવથતાં ક્ષીણ અને દુ
ર્બળ અસ્ત થતો અશક્તના ક્રોધવત્ અસમર્થતાએ પોતાનુજ વદન
તથા પોતાનુજ સ્થાન રક્ત કરતાં સર્વનુ અપૂજ્યસ્થાન થઇ ગએલો દી
પ્તિ-રહિત તપન છતાં પતનમાત્ર થાય છે; બિજી તરફથી ભીરુના ઉદય
થી કૂર્મવત્ સર્વ કળા પોતામાંજ શમાવી તિરોધાન થએલો, અદ્યાપિ પ
ણ જતાં જતાં એ સુવર્ણ-પ્રાસાદ સાથે સૂર્ય જળાશયમાં નિવાસ કરે છે
એવી ઇર્ષ્યાથી, વાતો મિત્રના અવસાન સમયનો લાભ લઇ ઉદય પામ
વાની ઇચ્છા રાખતાં અંતઃકરણમાં બળતા બળતરારૂપી અગ્નિના ધૂ
મથી, વા દોષાકર છતાં દોષના ડાઘથી કે એવા કોઇ અજ્ઞાત કારણથી
ધૂમ્ર વદન વાળો નિશાચર આકાશાર્ણવમાં જેમ કોઇ વિરહિણી સ્ત્રી
શોકનાં વસ્ત્ર સજી બેઠી હોય અથવા જેમ અકાલે યમુના નદીમાં
કમલ પ્રફુલ થયું હોય તેમ દિસે છે. પલ્લવિત અને પુષ્પિત તરુવરો શું
નીચાં નમીને પોતાના કર્તાનાં આ પ્રદોષ સમયે કીર્તન ગાય છે કે અ
ભ્યાગતને અભિનંદન કરે છે ? અથવા શું તે હર્ષના બહુ ભારથી આ

નમિત થઈ પરાધીન વૃત્તિ જણાવે છે કે એ તે મહજ્જનનો નમન કર વાનો રૂડો સ્વભાવ સાક્ષાત્કાર કરી આપે છે ? વળી રાગી કે વિરાગી, યોગી કે વિયોગી, સુખી કે દુઃખી તૃષિત કે સંતુષ્ટ, બુભુક્ષુ કે તૃપ્ત, રાજા કે રંક ટુંકામાં ગમે તે પ્રકારની સ્થિતિવાળા મનુષ્ય ને હાથી ન ગતાં શાન્તિનું દાન આપનાર નાના પ્રકારનાં રમ્ય અને મનોહર પક્ષીઓ પો ત પોતાને સ્થાનેથી ઇશ્વરની પ્રશંશા કરતાં હોય નહિ શું ! એમ સતા ર સારંગી, જળતરંગ કે પીયાણાથી પણ વધારે મનોરંજક અને ચિત્તા કર્ષી તેમ નિર્દોષ મધુર સ્વરે ગાન કરી આખુ વિંધ્યાવન જા ણે તન્મય કરતાં હોય એમ લગ્ન કરી નાંખતાં પરોપકારી રાજાના ભ વનમાં ઉત્તમ તુંબરૂ નારદ આદિ ગાયકવત્ રમી રહેલાં મહા વિકટ પ શુઓનાં જાતિ વૈરનો પણ અંત આણે છે. આ સ્થળમાં વાલુકા પણ જાણે પથિકના પગનું આકર્ષણ કરી તેને અહીંજ રહેવાને પોતા ના આણુ સરખા ઝીણા પણ તેજોમય અંગોથી ઠરાવતાં .પ- ણ તેમાં નિષ્ફલ જતાં ક્ષણિક સંબંધથી, કિંવા જાતિ સ્વભાવ થી કિંવા પરાધીન વૃત્તિથી, કેમારબ્ધયોગથી.તેના પદાબ્જનું સહગ મન કરતી હોય એમ પોતાના નિર્દૂષિતભાવ બતાવતી સર્વથા મહાન પાછળ વસ્રમાં માર્ગાનું રગડામણ અને કચરામણ રૂપી ફળ પ્રકટ કરી આપે છે. અરે ! શું વર્ણન કરવું ! ઈશ્વર જન્ય રચનાનું પૃથક્કરણ કરતાં કાલાન્તર વહી ગયા પરંતુ અપૂર્ણ પણ કંઈ યથાતથ્ય વર્ણન કો ણ કરી શક્યો છે ? જ્યાં સર્વતઃ રમણીયતા ત્યાં શું લખવું ? જ્યાં વૃ દ્ધાવસ્થાને પ્રાપ્ત થએલાં એક નાનકડા વૃક્ષનાં પત્રાં સૂકાઈ મૃત્યુપ્રાયઃ થઈ હેઠળ પડતાં પડતાં પણ તે પતનમાં સુવર્ણાભાસ કરી રમ્યતાને રમ્ય કરે છે ત્યાં ભિન્ન અનેક રસમય વસ્તુઓની તો વાતજ શી ! માટે જેમ ઇશ્વરને તેમ તેમની રચનાને " નતિ " કહી આપણે આ પ્રસંગે એ ટલુંજ લખવું ઉચિત છે કે આ અલૌકિક સ્થળમાં આ સમયે એક વિ પુલ અશ્વ ઉપર વિરાજિત થએલો એક ત્રીસ વર્ષનો જણાતો પેહેલવાન ઉત્તરથી આવી દક્ષિણ તરફ પ્રયાણ કરતો હતો.

આ પેહેલવાનની મુખમુદ્રા ગોળ હતી, મુછ સહજ લાંબી હ
તી, કપાળ વિશાળ હતું, ગાત્ર ભરેલાં હતાં અને દૃઢમાંસલ તથા કસા
એલા જણાતો હતો. તેના આજાનબાહુ પૈકી એક તેની કેડ ઉપર
શોભી રહ્યો હતો અને બિજો સુવર્ણના તારથી રસેલી ઘટ અને મજ
બુત લગામને ધારણ કરી અશ્વની ગતિનુ નિયમન કરતો હતો. તેની
કશેલી કેડની એક પાસ અનેક વીરજનોના રકતનુપાન કરતાંએ ન
ધરાએલી સાક્ષાત્ સહસ્રમુખી શેષની પ્રથમ પત્ની નાગેણ જેવી, મ
હાપ્રયત્ને મંદીરમાં અલ્પકાળને માટેજ શયન કરનારી ભદ્રકાળી જે
વી અને મીયાનમાં છતાંએ ઘુંઘટમાંથી લટકા કરતી પરકીયા જેવી
સુવર્ણ-અને રત્નથી ખચિત હોવાથી દબાએલી તરવાર લટક લટક -લ
ટકી રહી હતી, તથા બિજી પાસ ગોળી ઘાલાંજ પ્રવિણ અને પોલા વ
દનમાંથી પણ મારણ લેવાની શક્તિ ધરાવનાર તમંચો એવો દબાવેલો
હતો કે જાણે તેના કર્તાને પણ શંકા રેહેતી હતી કે રખેને અકારણ
અનાથ ઉપર ઘા કરવાને અચાનક છુટી જઈ તે કંઇ ન કરવાનુ કરી
બેસે. તેના શિર ઉપર ગુલાબી રંગનો ફેંટો ફેંટો નાખી બાંધેલો હતો
જેનુ મધ્ય કુમતુ મયુરની પેઠે કળા કરી રહ્યું હતું. તેણે અન્યવાગા કે
સરી રંગના સજેલા હતા. તે મધ્ય કદનો અને કેસરી જેવો ચંચળ હ
તો, પરંતુ તેની ભ્રમરઉપર ચિંતાના ભારથી તેના અંતઃકરણમાં વામ
લોચનાનો નિવાસ પ્રકટ થતો હતો.

તેના અશ્વના પ્રસ્વેદમાં પથ પર ઉડેલી ધુળ ચોંટવાથી જાણે
ચંદનથી ચર્ચિત થયો હોય એમ તે દિસતો હતો. અને જોકે તેની ગ
તિ સત્વર હતી, જોકે તેના પાદ અસ્ખલિત હતા અને પર્વત
માંથી પડતાગંગાના ધોધ જેવા ફીણથી તેનુ મુખ ધોવાતુ ન હતું તો
પણ વખતે વખતે તેના ખોંખાર તેના શ્રમને સૂચવતા હતા, તેથી,
તેના ઉપર અતિશય દયા ભાવથી, અતિશય સ્નેહથી અને અતિશય
લાગણીથી જાતો જાતો આ કોઇ વન રાજ જેવો સુંદર પુરૂષ પોતાના
હાથથી તેને થાબડી ઉત્તેજન તથા આશ્વાસન આપતો હતો.

જો કવચિત્ પોતાની મણીજેવી ચળકતી અને ખંજન જેવી ચંચલ આંખોને શૂન્ય હૃદયથી વૃક્ષ ઉપર, પશુ ઉપર, પક્ષી ઉપર કે એવી કોઇપણ વસ્તુ ઉપર ફેંકતો અગચિંતવ્યો તે પોતાના અધરને દાંતવતે દબાવતો હતો તો કવચિત્ તે એક બે ત્રણ અસ્ફુટ શબ્દો એવા બોલતો હતો કે આ કાળે જો તેનીસાથેજ કોઇ સહચર હોયતો તેને માત્ર ઓઠના ફફડાટથી તે કાંઈ બોલેછે એમ જણાય પણ શું બોલેછે તે વાત તો અંધકારમાંજ રહે. મહા બલ છતાં લાંબા પ્રયાણથી કે કાંઈ ચિંતાના ભારથી તેનાં વજ્ર જેવાં ગાત્ર ઉપર શ્રમ બેઠેલો હતો તે જેમ ધર્મરાજ્યમાંથી કળી નાસે તેમ આરણ્ય પ્રદેશમાંથી નાશી છૂટવાને મથતો હતો.

જોકે ઘડિકમાં મનુષ્યના જેવા શબ્દ તેને કાને પડતા હતા, જોકે ઘડિકમાં તે પગના જેવા ધબકરા અને રથના જેવા રણકા સાંભળતો હતો. જોકે કિશોર વયનાં લાડીલાં બાળકોનાં મૃદુ હાસ્યના તથા ગલમલ ગલમલ બોલનો ભાસ તેને થતો હતો અને જોકે ઘડિકમાં બાજુ ઉપરની ઝાડીમાંથી જાણે કાંઇ પડછાયો દેખાતો હોય એમ તેને જણાતું હતું તોપણ જ્યારે અશ્વ ઉભો રાખીને, ધબકતા હૃદયને પણ સ્થિર રાખીને અને નયન નિશ્ચલ રાખીને તે આમ તેમ અને ચારે પાસ જોતો હતો ત્યારે તેની દ્રષ્ટિએ કોઇ મનુષ્ય પડતું નહતું તેથી મહા ઘોંઘાટમાંથી આવેલો તેના પ્રતિ ધ્વનિ હજુ પોતાના ઉપર અસર કરેછે એમ ધારીને તે વધુ શોધ કરવાનો પરિશ્રમ છોડી દેતો હતો. તેમ આ પ્રદેશમાં કોઇપણ પ્રકારનો ભય હોય એમ તો તેનો કલ્પનામાં પણ નહતું, કારણ જ્યાં દુરાચારી પુરૂષને પણ સદભાવની ઉત્પત્તિ થાય, જ્યાં નાસ્તિકને પણ આસ્તિકતા મળે, જ્યાં ક્રૂરજનને પણ દયા ઘેરીલે, .ખરે! જ્યાં સિંહ, વાઘ, વરૂ, ભુંડ ઇત્યાદિ માંસાહારી પશુઓ પણ જાતિ સ્વભાવનો ત્યાગ કરી પોતાના આહારસ્થાને રહેલાં પશુઓને પણ સ્વચ્છંદ પોતાની જ સાથે રમવાદે એવા પુણ્ય પ્રદેશમાં દુષ્ટોનો સંચાર સંભવેજ

શો રીતે?

વળી આ અસ્વારનેતો કઇ ભિન્નજ વિચાર થતા હતા એટલે બહુ કરી પોતાની આગળ પાછળ શું વર્તેછે તેમાં તેનુ અવહિત ધ્યાન ન હતું તેમ યથાસ્થિત ભાન પણ નહતું. તેનામાં શ્રમભારને બદલે ઉત્કંઠાભાર પ્રતિક્ષણ આવિર્ભાવને પામતો હતો.

સર્વથા વામાક્ષીના દાક્ષિણ્ય તથા તેના વાત્સલ્યથી હરાયલા ચિત્ત વાળા વીર પુરૂષને પણ વિયોગાવસ્થામાં ચારૂતાન્દર્શન એ અગ્નિમાં ઘૃત કે શાલવત્જ છે. ચિરકાળના પ્રયાણમાં, પ્રજા અને પ્રજાપતિ પ્રતિ પોતાનુ કર્તવ્ય પરિપૂર્ણ કરવામાં તથા અરિવર્ગના હ્રદયમાંથી નિકળતી કીર્તને સંપાદન કરવામાં જો અલ્પ કાળ માટે સુભટ—વર્ગ પરી જેની પ્રિયાને પરી કરેછે તો શું તે ત્રણપટ સ્નેહનુ વર્ધન કરવાને નહિ? શું પ્રેમના ઘાથી ઘવાયલા પુરૂષના પ્રમદા સબંધી વિચાર વિયોગમાં પણ એકાગ્રતા નથી ધારણ કરતા? જો ઢકુલી ઉપર પુષ્પો મુકી દિવસની ગણના કરવામાં કે હાથમાં સતાર લઇ પ્રિયુના ગુણનુ ગાન કરવામાં અથવા મેનાસાથે પ્રાણપતિનીજ વાર્તામાં કાળ ક્ષય કરવામાં વિરલ ભાગ્યશાળીની જોગનમાં ઝુરતી પ્રમદાઓ સદૈવ તત્પર હોયછે તો મહા યુદ્ધમાં વિકટ અરિના કારી અને હ્રદય ભેદક ઘા, ભૂખ, તૃષા, પ્રજાગર અને પરિશ્રમ એ સર્વની સમગ્ર વેદના—સમયે પોતાની મનહર પ્રિયાની હ્રદયમાં વિરાજિત અલૌકિક છબિ નયન સમક્ષ ધારણ કરતાં અથવા તેને સ્મરણ પથમાં આણતાં કયા મરદ શૂરા અને મેગાળનો છત્ર જતાં જતાં એ નથી અટકતો?

આ અવસ્થા આવે સ્થલે આ કોઇ વીરા અસ્વારની હતી. તેના હૃદયમાં તેની મોંઘી પ્રાણ પ્રિયાની છબિ વિરાજમાન હતી. અમુક દિવસ તે આમ ઉભી હતી, અમુક દિવસ તે આમ બોલતી હતી અમુક સમયે તેણે આમ આલિંગન દીધું હતું, અમુક સમયે ઈષત્ નમ્ર વદનથી સલજ્જ આમ પ્રશ્ન પુછતી હતી, શરદપુનમને દિવસ અગાસીમાં છૂટે કેશે હાથમાં સતાર લઇ ગાતાં ગાતાં આમ

લટકો કરતી હતી એવા વિચારોમાં તે નિમગ્ન હતો. જવાને દિ વસે પુનઃ પુનઃ આલિંગન તથા ચુંબન કરતી વીલે મુખે "વે'લા આવજો" કહી પાછી ફરતાં વળી પાછી આવી એકવારને બ્હાને ઘણીવાર આલીંગન કરી વહેલા વળવાના સોગન આપી વચન લઇ હર્ષ અને શોકના બે ટાં'કા અને ઉંના ઝરણોમાં ન્હાતી તિર્યગ્ જોતી ઉભી રહેલી પ્રિયાના સર્વ અંગના લટકા આ સમયે તેની ચક્ષુઓ સમીપ આવી જાણે તેને ગૃહ તરફ ઝપાટામાં ખેંચતા હો ય એમ અનુભવ થતો હતો. પરંતુ આ અનુભવમાં પણ તેની ભ્રકુ ટિની વક્રતા સ્પષ્ટ કરી આપતી હતી કે આજેને આજે સ્વધામ પ ધારી લલનાના લાડના વાં'ક ચાખવાનુ અશક્ય જાણી તેના મ નમાં નિરાશા ભરાઇ બેઠી હતી અને તેથી કે કોઇ અન્ય કારણથી તેને કાંઈ ઉદાસી થતી હતી. આવા રમણીય પ્રદેશમાં સર્વ સાનુ કૂળ છતાં પ્રમદા વિના પૂર્ણાનંદની પ્રાપ્તિનો થાયજ શાની? પણ આ અશ્વારને તો "ક્યાં જાઉં" "શી રીતે પો'ચુ'?" એવા વિચારોથી રમ્યતાએ.પણ અવળી અસર કરવા માંડી તેથી પોતે જે ઉપર ચઢે લોછે એવા ગુરૂડશા વેગી અશ્વથી પણ હજારપટ વધારે ત્વરાવા- ળા મન રૂપી અશ્વને હવે રૂંધીને આરામનુ આવાહન કરવાનો તેણે નિશ્ચય કર્યો.

ચારે દિશાઓમાં પહોંચી ત્યાંસુધી નજર ફેરવી પણ કંઇ પર્ણ કુટી જેવું જનસ્થાન પણ ન લાધવાથી છેવટ એકકદંબના ઘટ અ ને રૂપાળા વૃક્ષ તળે મુકામ કરી તેનીજ એક ડાળીએ અશ્વને બાંધી પ્રથમ તેને તોબરામાં રહેલું ખાવાનુ આપી પોતે' ફળ કંદનુ ભો જન કરી હાથનુ ઊશીકુ કરી તે જરા આડે પડખે થયો; પરંતુ નિ દ્રા દેવીએ.તેના ઉપર એકદમ ધારણ ન ફેરવ્યુ. પ્રથમતો નિરાશાનો અં ધકાર તેના ઉપર પડયો પણ પછી તેમાંથીજ ધીરે ધીરે રજનીમાંથી સુ ચૈતન્ય આશાનાં ઉજ્વલ કિરણ તેના મન ઉપર સ્ફુરણ પામવા લાગ્યાં. "હજી વાયદો વીત્યો નથી, હજી સમય છે, કાલે સવારે જરા વેળાસર

ઉઠી સત્વર ચાલીશ, કારણ અત્યાર પહેલાં પ્રિયાની બાહુ-વલીમાં ગુંથાયા વિના રેવાના નથી" આવા આવા પવિત્ર તથા સહજ-અનેક વિચારોના ઊછળતા તરંગમાં તે શ્રમિત છતાંએ તરવા લાગ્યો. તેના મુખ ઉપર મંદ હાસ્યે રમત કરવા માંડી, તેની પાંપણ તથા તેના ઓઠ ફરકવા લાગ્યા અને તેના વક્ષસ્થલના ધમકારા નિયમિત થયા. વેળાસર શયન કરવાથી વહેલુ ઉત્થાન થતાં પ્રસ્થાન પણ વહેલું થઇ શકે માટે પોતાની કમલના પત્ર જેવી ચક્ષુઓને સુવિસ્ત થતાં તેણે કમળનીજ સાથે માં.ચીઅને કમળે ભ્રમરને તેમ આ ભ્રમરે પોતાની કમળાનેજ અંદર દબાવી રાખી પછી નિદ્રા દેવીના રત્ન જડિત અને દુઃખ રહિત શૈરાથી પણ સો ઘણા શાન્ત પારણામાં પોઢણ કીધું.

પણ અરે! ઓ આશા! તું કેવી ધુતારી છે? તે કેટલાને ઠગ્યા! તા'રી યુક્તિયોની કંઇ સીમા! તા'રા આશ્રિતોને ફસાવવાની તાહારી કંઇ નિપુણતા? અરે! અધવચ વરત કાપવામાં તાહારૂં કંઇ ચાતુર્ય! સર્વથા તું અદ્વિતીય છે! આ સંસારમાં જો માયા એ ઇશ્વરે એક જાતની પાશ રચીછે તો તુંરૂપી પાશ રચવામાંજ તેણે પોતાનુ મહત્વ બતાવી આપ્યું છે. જે સૃષ્ટિ સર્વ શક્તિમાન ઇશ્વરે સ્વેચ્છાથી બનાવી છે તેવી એકતો શું પણ હજાર લાખ અગણિત સૃષ્ટિઓ તું તાહારા એક તરંગમાંજ બનાવી શકે અને તે સર્વના.લય પણ સત્વરાથીજ તું આણેછે! જો દગો અને વિશ્વાસઘાતનાં મહા પાતક રૂપી દોષ તાહારામાં નહોય તો તું સર્વતઃ નમસ્કાર કરવા યોગ્ય અને પૂજવા યોગ્ય છે. પરંતુ આ મહાન દોષોથી સુજ્ઞને તો તું તુચ્છ અને અવિશ્વસનીય તથા અકારી થઇ પડીછે. ખરીવાત છે કે આણ બોલાવ્યે તું કોઇની પાસે જતી નથી, ખરીવાતછે કે દુઃખિત અને નિરાધારને અલ્પ વાર તો તું ખોટો કે ખરો પણ આધાર આપેછે પણ તાહારામાં કંઇ એવો ગુણ છે કે સાધુથી અસાધુ દ્વિજાતીથી પતિત ધનીથી નિર્ધન અને સુખીથી દુઃખી સહુકોઇ, કોઇ નહિતો કોઇ પ્રસંગે પણ તા'રે આધીન થયા વિના રેહેજ નહિ. અને જ્યારે આવું પ્રૌઢ

જ મળે છે કે જેને તમે આપો છો. ( લગાર અટકીને ) હાય ! કોને કહું. કેવી રીતે કહું, કોણ સાંભળે, અને સાંભળે તો સમજે કોણ હા !

ગઝલ.

ચર્ચા કરે જગત વિયોગિની શું જાણે પ્રેમ
સમઝે કહી કથા શું જાણે કોઇ ન પ્રેમ નેમ. ૧
વણ વાંક કરે રાડ કેમ જગ પ્રતીતિ થાય
કયમ બેઠી મૌન પૂછે પ્યારા દેવો ઉતર કેમ. ૨
મર્મની પીડા ન કોઇ જાણે હે પ્યારા
કોને કહું બેસી રહું હું રોવરાવી નેન. ૩
ચિત્ત બળે કો ન જાણે સર્વ છે અજાણ
સુણે ન કથા કોઇ કહી, કો સમઝાવું કેમ. ૪
કુળ તણી મરજાદ છાંડી છાંડી લોક લાજ
તન મન ધન અર્પિયું છે ધાર્યો પ્રેમ નેમ. ૫

પણ પ્યારા તમે તો સાંભળવા વાળા છો ? આશ્ચર્ય છે કે તમ છતે અમારી આ ગતિ થાય પ્યારા ! જેને નાથ નહીં તે અનાથ કહેવાય છે. ( આંખમાંથી આંસુ ગરે છે. ) વાહાલા ! આવી ગતિ કરવી હતી તો લાલચ કેમ લગાડી.

દુહા.

જ્હો મલકાવી લાગિ કંઈ, વશ કીધું મુજ મંન
નેન લગાવિ વધારવા, પ્રીતિ દીધું વચંન. ૧
હવે થયા નિરમોહિને કીધું આ પરિણામ
પ્રિતિ નિભાવવિ નહિં હતી (તો) કયમ કિધુ બદનામ. ૨

પ્યારા તમે નિરમોહી છો. હા ! તમને મોહ પણ નથી આવતો ? ( આંખમાં આંસુ લાવીને ) પ્યારા ! જે પ્રથમ સુખ આપે છે તે પાછળથી આટલું સતાવતા નથી તો તમે કેમ સંતાપો છો ? હા ! હા!

**રાગ ઓખાહરણની ચોપાઇ ત્રિતાળની.**

મને લાગ્યું તમારૂં ધ્યાન,
તમે રહો દૂરથી અંતર્ધાન.

હસી બોલ્યા નહીં કોઇ દીન,
દુરથી લલચાવો છો દીન. ૨
નહીં આવે દયા તમ ઉરે,
દાસી રોજ તમારી ઝુરે. ૩
કાં'ને પેહેલું બતાવ્યું સુખ,
ગુપ્ત રહીને મને દ્યો દુઃખ. ૫

હા! શું તમને લાજ પણ નથી આવતી? લોકોને સાત ડગલાંનો સંઘાત થાય છે તો તેને જન્મ સુધી નભાવે છે. તમને નિત્યની પ્રીતિનો પણ આવિર્ભાવ નથી શું? ના ના, તમારો તો એવો સ્વભાવ નહોતો, એ તો વાત જુદી છે. એ વાત જુદી છે કે તમે પોતેજ જુદા છો?

### દાદરો દૃગ લોચન મદ માતિયાં. એ રાહ.

લાજો લાજોરે હો પ્યારા સુંદર સ્યામ,
નવલ વધાર્યાં વ્હાલા પ્રેમ દામ. લાજો લાજોરે હો૦
સ્યામા વિહારી, વ્રજના વિહારી,
મુજ હૈડાના વિહારી તમે સ્યામ. લાજો લાજોરે હો૦
દાસી મરે ઝુરી ઝુરી, થઇ ખરાબ પુરી પુરી,
તોયે સુધ ના લ્યો તમે સ્યામ. લાજો લાજોરે હો૦

નાથ! જો આવી ગતી કરવી હતી તો પહેલેથીજ વિચાર કરવોહતો.

### રાગ કાલીંગડો, માડ,-આસાવરી અગર ભૈરવી.

કહેછે હરી સહુ તમારાં તમારાં, તમે ના લ્યો સુધ મુજ પ્યારા.
કહે છે હરી૦
રાખો વિરદ હરી હો તમારૂ, હું તો કાંઇ ન સોચું પ્યારા.
કહે છે હરી૦
થાવાનુ તે તો થૈ ગયું પ્રીતમ, કયમ પાડુ હું આંસુ ધારા.
કહે છે હરી૦
પાણી પીને પછી ઘર પુછવું, એ કોણ વિદેશના ધારા.
કહે છે હરી૦

પ્રાણનાથ! (આંખોમાં આંસુ આવી ગયાં) અરે નેત્ર તમે તમારૂ કર્યું ભોગવો.

દુહા.

પ્રાણ પિયુ શું જઇ મળ્યાં હવે કોને શોક;
લાજ તજી ક્ષણ એકમાં, કેમ થશોજ અશોક ૧
હવે ધરો ધીરજ નહીં, રહો મઝધાર;
ચાખો ફળ નિજ કૃત્યનાં, કીં સ્વદને પ્યાર. ૨

પણ નાથ ! હવે એને બીજું કોણ સારું લાગશે કે જેને દેખી એ ધીરજ ધરશે ? કેમકે અમૃત પીને હવે વિષ કેમ પીશે ?

સવૈયા ઠુમરીમાં ગવાશે.

પિયુથી વિછુડે જગ સૂનું થયું હવે શું કરીએ કંઈ પેખિયેશું
સુખ સંગમ ત્યાગ કર્યો તમ સંગ એ દુઃખ થકી અવરેખીએશું
જાહીરના વ્યવહાર તહાં કહો કચન લોઇ પરેખિયેશું. ૧
જે ચખમાં તમ પ્રેમ વસ્યો પ્રિય તે ચખથી કહો દેખીએ શું.

તેથી નેત્ર, તમે તો હવ બધજ રહો. (અચળથી આંખ ઢાંકી દે છે)

( વન દેવી, સંધ્યા, અને વર્ષા આવે છે )

સં—અરી વનદેવી, આ કોણ આંખ્યો ઢાંકીને એકલી નિર્જન વનમાં બેશી રહી છે ?

વ. દે.—અલી શું તું નથી જાણતી? એતો રાજા ચંદ્રભાનુની પુત્રી ચંદ્રાવલી છે.

વર્ષા—તો અહીંયાં કેમ બેઠી છે ?

વ. દે.—દૈવ જાણે ( વિચાર કરીને ) હા હા જાણ્યું. અલી એતો રાત અહીંયાંજ બેઠી બેઠી બકયા કરે છે અને એતો આ વનના સ્વામિની પાછળ બાવરી બની ગઇ છે.

વર્ષા—તો ચલ એને કાંઇ પૂછ.

વ. દે.—ચાલ

( ત્રણે જણ પાસે જાય છે. )

વ. દે.—( ચંદ્રાવલીના કાન પાસે ) અરી મારી વનરાણી ચંદ્રાવલી ! ! ( જરા અટકીને) રામ રામ, સાંભળતીજ નથી ( તાણીને ) અરે મારી પ્યારી સખી ચંદ્રાવલી ! ! ( કાંઇ અટકીને ) હાય હાય. એતો હોશ સુની થઇ ગઈ છે, હવે કેમ સાંભળશે, ( વધારે તાણીને ) અરે નથી સાંભળતી મારી લાડકી ચંદ્રાવલી !

ચં—( આંખ બધજ રાખીને ) હાં હાં, અલી એમ બુમ પાડીશ તો ચોર નાશી જશે.

વ.દે—કયો ચોર ?

ચં—માખણનો ચોર, ચીરનો ચોર, અરે મારા ચિત્તનો પણ ચોર.

વ. દે.—તે કયાંથી નાશી જશે ?

ચં—વળી બોલ્યાં કરે છે ? અલી, મેં મારી આંખ્યોમાં બંધ કરી રાખ્યો છે તે જો તું બોલીશ તો નિકળી નાશી જશે.

વ. દે.—( ચંદ્રાવલીની પીઠ ઉપર હાથ ફેરવે છે )

ચં-(જલદીથી ઉઠી વનદેવીનો હાથ પકડીને) કહો પ્રાણનાથ હવે કયાં જશો!

( વનદેવી હાથ છોડાવી દઇને એક તરફ અને વળી સંધ્યા બીજી તરફ વૃક્ષની પાસે જતી રહે છે. )

ચં—ઠીક, શું થઇ ગયું ? એગ હૃદયમાંથી નિકળી જાઓ ત્યારે તો જાણું ? તમે હાથ છોડાવી લીધો તો શું થઇ ગયું? હું તો હાથ છોડવાની નથી. હા ! ! ઠીક પ્રીતિ નિભાવી.

( વનદેવી સીસોટી બજાવે છે )

ચં—જુવો, દુષ્ટ મારો હાથ છોડાવી નાશી ગયો. હવે નથી જણાતુ કે કયાં ઉભો ઉભો વંશી વગાડે છે ! અરે ! છળ ! કયાં છીપ્યો છે ? બોલ બોલ કે જીવતા જીવતો બોલવાનો નથી. ( લગાર અટકીને ) ના બોલીશ. હું મારે હાથે પત્તો લગાવીશ. (વનના વૃક્ષોને પુછેછે) અરે વૃક્ષો બતાવો, મારો કુંવાર કયાં સંતાયો છે ? અરે મોર કેમ બોલતા નથી ? નહીં તો રાત્રીએ તો બોલી બોલીને મારો પ્રાણ ખાઇ જતા હતા, કહો એ કયાં સંતાઈ રહ્યો છે ? ( ગાય છે )

**ગઝલ—તેરે નેનોને મુજકો દીવાના કોયા. એ રાહ.**

હે વન વૃક્ષ કહીં દીઠો મારો પ્યારો સ્યામ,
ગયો હાથ છુડાવી કહાં ન જાણું સ્યામ. ૧
અહો અંબ, નિંબ ને કદમ બતાવો મને,
કંઈ દીઠો મોહન મન. સલુણો સુજ સ્યામ. ૨
અહો કુંજ વન લતા નિપુંજ પ્રશ્ન પુછું,
કહો દીઠો મનોહર કંઈ સંદીર સ્યામ ૩

જમુના અહો ખગ મૃગ ગોવરધન ગિરી,
દિઠો પ્રાણનો નિવાસ હરી સુંદર શ્યામ. ૪

(એક એક ઝાડને ગળે વળગે છે)

(વનદેવી ફરી સીસોટી બજાવે છે)

ચં—અહા જુવો. પણે ઉભો ઉભો પ્રાણ પ્યારો મને બોલાવે છે. તો ચાલો એમજ ચાલુ (પોતાના ઘરેણાં ઠીક કરે છે)

(વર્ષા અને સંધ્યા પાસે આવે છે.)

કવિત. ગમે તે રાગના ચોતાલમાં ગવાશે.

વર્ષા—(હાથ પકડીને) કહાં ચાલી સાજીતન
ચં—પ્યારાના મિલન કાજ
વર્ષા—કહાં ઉભી છે તું
ચં—પ્યારા તણું આતો ધામ છે;
વર્ષા—શું કહે છે મુખ થકી
ચં—પ્યારા પ્રાણ પ્યારા મુજ
વર્ષા—કામ શું છે
ચં—પ્યારાને મળવા તણુ કામ છે;
વર્ષા—કહે સખી કોણ છું હું
ચં—મારા પ્રાણ પ્યારા છોજ
વર્ષા—કોણ છે તું
ચં—પ્રીતમની પ્યારી મારૂં નામ છે;
સં—(આશ્ચર્યથી) પુછેછે સખી અનેક ઉતર બતાવતીએ
આજ એક રૂપ જુવો સ્યામા થઈ શ્યામ છે. ૧

(વનદેવી આવીને પાછળથી ચંદ્રાવલીની આંખો ડાબી દેછે)

ચં—કોણ છે, કોણ છે?
વ—હું છું.
ચં—તું કોણ છે?
વ—(સામી આવીને) હું છું તારી સખી વૃન્દા.
ચં—તો હું કોણ છું.
વ—તું તો ગાહારી વહાલી સખી ચંદ્રાવલી છેકની! તું તો ભાન વગરની થઈ ગઈ છે.

ચં—તો હું એકલી વનમાં શું કરી રહી છું?
વ—તું તારા પ્રાણનાથને ખોળી રહી છે.
ચં—હા! પ્રાણનાથ! હા! પ્યારા! એકલી મુકી ક્યાં જતા રહ્યા? નાથ! આવુંજ કરવું જોઈતું હતું! પ્યારા આ વન વિરહનું દુઃખ કરવા નિરમ્યું છે કે તમારી સાથે વિહાર કરવાને? હા! હા!

### રાગ બિહાગ, ઝીંઝોટી.

આમ ગતિ જો કરવી હતી, (એ ચાલ વાર)

તો નિજ મૂખ થકી મુજ પ્રીતમ, રસ વાત ન કરવી હતી આમ ગ૦ ૧
જાણ્યું હતું જે પ્રીતિ નિભશે, અંતે જુવોને આમ વીતી. આમ ગ૦ ૨
એથી ઉલટી કીધી વિધ એ, કાંઈ નથી નહીં મુજ પ્રીતિ. આમ ગ૦ ૩
મુજને વિસારી આલમ રહ્યા છો, લીધી છે અવલ ગતિ. આમ ગ૦ ૪
શું ધાર્યું થઈ ગયું શું છે, ચાલે નહીં મુજ મંદ મતિ આમ ગ૦ ૫

વ—(આંખોમાં આંસુ લાવે છે) વહાલી આમ છેક ઘભરાઈ શું જાય છે? જો તો ખરી, આ સખી ઉભી છે તે શું કહેશે?
ચં—એ કોણ છે?
વ—(વર્ષાને દેખાડીને આ મારી સખી. વર્ષા છે.
ચં—એ વર્ષા છે! તો હા! તે મારો આનંદઘન ક્યાં છે? હા મારા વહાલા! વહાલા! ક્યાં વરસી રહ્યા છો? પ્યારા ગરજવું અહીં અને વરસવું બીજે કહીં!

### ઠુમરી જંગલા ઝિંઝોટીની.

દેખો શ્યામઘન સુરત મોહની મુરત, આંખડલીશું પીયુ દેખડાવીએ.
ચાતકિણી મરે પ્યાસી પિયા જળ રૂપ પિયુષ ફરી પીવડાવીએ;
પહેરી પટ પીત હરી અહીં આવો જુવો ચહુંધા ચપળા ચમકાવીએ;
આવી અહીં ઘન આનંદ નેહનો મેહ પિયુ અતિસે વરસાવીએ. ૧

પ્યારા! ગાજો કે ના ગાજો, પણ ચાતકોની તો તમારા વગર બીજી ગતિ નથી, કેમકે એવું કોણ સાંભળશે કે ચાતકે બીજુ જળ પીધું? પ્યારા તમે તો એવા કરૂણાગર સમુદ્ર છો કે કેવળ હમે જાચકના માગવા ઉપરથી નદીનદ ભરી દો છો; તો ચાતકની એક નાની સરખી ચાંચ ભરવામાં શો શ્રમ છે? કારણ કે પ્યારા! હમે બીજાં પક્ષી નથી કે કોઈ પણ રી-

શ્રીકૃષ્ણો જયતુ.

# પૂર્ણિમા હોલોત્સવ નિર્ણય.

---

શ્રીનાથદ્વારના મુખ્ય પીઠાધિપતિ ગોસ્વામિતિલક શ્રી ગોવર્ધનલાલજી મહારાજ ટીકયતે આ વર્ષના હોળોત્સવનો નિર્ણય ફાગણ સુદ પુનમની તિથિ વારને કર્યો છે તેજ નિર્ણય બાબત માનનીય શ્રીમદ્વેદાન્ત બ્રહ્માચાર્ય પ્રસિદ્ધ પંડિત શ્રી ગટ્ટુલાલજીએ અંગીકાર કર્યો છે તથા નીચેના વિદ્વાનોએ તેમાં સંમતિ આપી છે—

૧ સાકરરામ શાસ્ત્રી બોડસ.

૨ વૈષ્ણવાચાર્ય બન

૩ શાસ્ત્રી રામચંદ્ર વાસુદેવ

૪ કાશીકર ભીમાચાર્ય

૫ કાશીપુરિ નિવાસી પંડિત શંકર દયાળ

૬ શાસ્ત્રી નપુઠાકરજી

૭ શાસ્ત્રી વેણીરામજી.

આ નિર્ણયના સંસ્કૃત તથા હીંદી પત્રો અમારા ઉપર શ્રી ગુરુદ્વારથી આવ્યા છે તેનો સંક્ષેપ સાર સર્વત્ર પ્રસિદ્ધ કરીએ છીએ જે નિઃશંકપણે સર્વ વૈષ્ણવો અંગીકાર કરશે એવી આશા છે જેમને વધારે ખુલાસો તથા વિશેષ પ્રમાણો જોઈતા હશે તેને અમારે ત્યાંથી મળશે

નડિયાદ
ભારતીભૂષણ ઓફીસ
કૃષ્ણ મહોદય શાખા
તા ૨૧-૨-૮૩

બાલાશંકર ઉ. કથારીયા.
શેઠ. સાંકળચંદ મગનભાઇ.
( તંત્રીઓ કૃષ્ણમહોદય. )

## શાસ્ત્રાર્થ.

આ વર્ષના દોલોત્સવના સંબંધમાં ઘણો ખુમાટ ઉઠયો છે. તેથી અગ્રે પ્રસિદ્ધ વૈષ્ણવાચાર્યના મતને અનુસરી સપ્રમાણ નિર્ણય આપીએ, તે સર્વ નિરાગ્રહી વૈષ્ણવ જનો માન્ય કરશે એવી આશા છે.

કેટલાકનું એમ કહેવું છે કે જે તિથિએ ઉત્તરાફલ્ગુની નામનું નક્ષત્ર હોય તે તિથિ દોલોત્સવસારૂ નિર્માણ કરેલી છે. સારાંશ નક્ષત્રનો તેઓ આગ્રહ કરેછે. અન્ય પક્ષનું એમ માનવું છે કે ફાગણ સુદ પૂર્ણિમા એજ દોલોત્સવ કરવો. આ પક્ષ અમને સર્વ પ્રકારે સિદ્ધાન્ત રૂપે અંગીકાર કરવો ઉચિત લાગેછે—તેનાં કારણ (૧) પુરાણાદિ ગ્રંથોમાં પૂર્ણિમા બોધક વાકયોનું બાહુલ્ય. (૨) નક્ષત્ર બોધક વાક્યોનો અભાવ. કદાચ નક્ષત્ર બોધક વાકય એકાદ મળી આવેછે તોપણ ત્યાંપણ પૂર્ણિમાના દિવસનું નામ વિસરી જવાયું નથી, તેથી તેવાં વાકયનું તાત્પર્ય પૂર્ણિમાના સમર્થનમાં પર્યવસાન પામે છે. ૩ આપ્ત પુરૂષોની સંમતિ. આ ત્રણ કારણોનું સવિસ્તર વર્ણન કરીએ.

(૧) નીચેનાં વાકયો પૂર્ણિમાના સમર્થનમાં છે.

यद्यप्ययं भक्ति योगे नेच्छति त्वां समर्चितुम्
तदाज्ञापय येन त्वां भक्ति योगेन भावयन् ॥
देशकाल व्रताद्यैश्च तथा नानो पचारकैः इत्यादि
(स्कंदपुराण उत्कलखंड पुरूषोत्तम महात्म्य २९ अध्याय)

ભાવાર્થ—બ્રહ્માજીએ પ્રભુને પ્રાર્થના કરી કે આ ઇન્દ્રદ્યુમ્ન નામના રાજાને અનેક જન્મની ભક્તિથી આપના દર્શનનો લાભ થયોછે. તોપણ વિશેષ ભક્તિયોગનું આચરણ કરવાની તે ઇચ્છા રાખે છે. તેને સેવાના દેશ તથા કાલ કેવા પ્રકારના અંગીકાર કરવા તે કૃપા કરીને કહો. વળી કેવાં વ્રત તથા સેના સામગ્રી વડે આપ પ્રસન્ન થાઓછો તેપણ નિવેદન કરો. ત્યારે તેના ઉત્તરમાં ભગવાને કહ્યું કે—

फाल्गुन्यां क्रीडनं कुर्या दोलायां मम भूमिप (श्लोक.४९)

ભાવાર્થ – હે રાજ ફાગણમાસની પૂર્ણિમા ઉપર મારો દોલોત્સવ કરવો.

(२) જૈમિનિએ ઉત્સવના સબંધમાં કહ્યું છે કે.—

ચતુર્દશીની (પછીના દિવસના) પ્રાતઃકાળમા ગોવિન્દની શુભ મૂર્તિનુ સેવન કરવું વિગેરે

(ग) फाल्गुने मासि कुर्वीत दोलारोहण मुत्तमम्
यत्र क्रीडति गोविन्दो लोकानुग्रहणाय वै ॥
[उत्सवमतान अ. ४२. श्लो १)

અર્થ—ફાગણના છેલ્લા એટલે પૂર્ણિમાને દિવસે દોલોત્સવ કરવો કેમકે તે દિવસે પ્રભુજી લોકના અનુગ્રહણ સારૂ ક્રીડા કરે છે.

(घ) नरो दोलायितं दृष्ट्वा गोविन्दं पुरुषोत्तमम्
फाल्गुन्यां प्रयतो भूत्वा गोविन्द भवनं व्रजेत्॥ इत्यादि
(ब्रह्म पुराण ज्येष्ठी प्रशंसकाध्याय.)

ભાવાર્થ—ફાગણની પુનમે પ્રયત્ન પૂર્વક ભગવાનના મદિરમા જવુ તથા ત્યાં દક્ષિણ દિશા ઉપર આવી રહેલા દોલમાં ઝુલતા પ્રભુજીનાં દર્શન અવશ્ય કરવાં, કેમકે તેથી અનેક દોષ દૂર થાય છે.

(૨) હવે નક્ષત્રના પ્રમાણમાં માત્ર એકજ વચન નીકળી આવે છે.

तपस्ये मासि राकायां यदोत्तरा फल्गुनी भवेत्
तदा दोलोत्सवः कार्य स्तत्र श्रीपुरूषोत्तमे॥

ફાગણ મહિનાની પુનમની પાસે જ્યારે ઉત્તરા ફલ્ગુની નક્ષત્ર હોય ત્યારે દોલોત્સવ કરવો.

જો કે આ શ્લોકમા "राकायां" શબ્દનો અર્થ "પૂર્ણિમામા" એમ થાય તો પણ उत्सवमतान નામના ગ્રંથમાં સાતમી વિભક્તિનો અર્થ "સમીપતા" લેવો એમ કહ્યુ છે તેથી શ્લોકનો સવિસ્તર અર્થ ઉપર બતાવ્યા પ્રમાણે થાય. સારાશ પાસે નક્ષત્ર હોય તો તિથિનો આગ્રહ નહિ આ શ્લોકમાં પણ ફાગણ માસ તો કહેવોજ છે તેથી કદાચ ચૈત્ર માસના કૃષ્ણપક્ષની પડવાએ ઉદયકાળસુધિ ફલ્ગુની નક્ષત્ર આવતુ હોય તો પણ ફાગણ માસમા આવ્યુ સમજવુ પરંતુ ચૈત્ર વદ બીજે દોલોત્સવ કરવો એમ હાલે જે વાત ઉપડી છે તેમા ફાગણ મહિનાનો અંશ પણ આ વાક્ય પ્રમાણે ક્યાથી રહ્યો ? જેમ "राकायां" શબ્દમા સાતમી વિભક્તિનો અર્થ સમીપતાનો બતાવ્યો છે તેવો અર્થ "तपस्येमासि" નો અર્થ मतानमां બતાવ્યો નથી. જો તેમ હોત તો કદાચ ચૈત્ર વદ

બીજાનો ઉત્સવ સંભવે પણ ખરો. વળી વાક્યોના બલાબલનો વિચાર કરતાં, જે અર્થનાં વાક્યો વધારે મળે તે પ્રમાણ ભૂત ગણવાં, તથા જેનાં ઓછાં મળે તેનો વિવેકથી વિરોધ સંભાવવો, કેમકે શાસ્ત્રકારોનો એવો વિરોધ રાખવાનો ઉદ્દેશ હોય નહિં. આ નેક્ષત્ર વિધાયક વ કયમાં પણ પૂર્ણિમાનો શબ્દ મુકી દેવામાં આવ્યો નથી. તે પણ લક્ષમાં રાખવું.

(૩) હવે વિશ્વાસપાત્ર વૈષ્ણવની સંમતિનો વિચાર કરીએ.

(क) अथ फाल्गुन पौर्णमास्यां पौर्णमासमीप उत्तरा फल्गुन्यां वा दोलोत्सवः कार्यः॥

અર્થ—ફાગણની પુનમે અથવા ફલ્ગુની નક્ષત્ર પુનમની પાસે આવતું હોય તો તે દિવસે દોલોત્સવ કરવો. પરંતુ પુનમથી પખવાડીઆને અથવા વધારે અંતરે નક્ષત્ર આવતું હોય તે દિવસે દોલોત્સવ નકરતાં પૂર્ણિમાએ કરવો.

(ख) अथदोलोत्सवः स चफाल्गुन पौर्णमास्यां पूर्णिमा समीप वर्तिन्यांमुत्तरा फल्गुन्यां वा कार्यः [निर्भयरामकृत निर्णय]

અર્થ—ઉપરના વાક્યમાં બતાવ્યો તેનો તેજ છે.

ઉપર પ્રમાણે ત્રણ કારણોથી પૂર્ણિમાનો દોલોત્સવ સિદ્ધ થાય છે. માટે તે દિવસ અંગીકાર કરવો. વળી કેટલાક એવી શંકા ઉઠાવે છે કે ઉત્સવ નિર્ણયમાં જે કે માસ પૂર્ણિમાન્ત ગણવો એમ કર્યું છે તોપણ દોલોત્સવના સંબંધમાં તો અમાન્ત ગ્રહણ કરીએ તો શો દોષ? એના સમાધાનમાં એજ કહેવાનું કે કપોલ કલ્પના આવી બાબતમાં ચાલે નહિં. જે શાસ્ત્ર અર્થ સ્થાપે તેજ ગ્રહણ કરાય. શ્રીમુખે ગીતામાં કહ્યું છે કે—

तस्माच्छास्त्रं प्रमाणंते कार्या कार्य व्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्र विधानोक्तं कर्म कर्तुमि हार्हसि ॥

અર્થ—કયું કાર્ય કરવું તથા કયું ન કરવું એવી કાર્યાકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્રજ પ્રમાણ છે. જે કાર્યમાં શાસ્ત્ર પ્રમાણભૂત હોય તે કાર્ય કરવું; અન્ય નહિ.

છેલી વારે અમે સર્વે વૈષ્ણવોને સૂચના કરીએ છીએ કે આ વર્ષે દોલોત્સવ ફાગણ સુદ પુનમને દિવસે વર્તાવવો જોઇએ.

| | |
|---|---|
| ભારતી ભૂષણ ઓફીસ નડિઆદ. | બા. ઉ. કંથારીઆ. |
| કૃષ્ણમહોદય શાખા. | સાં. મ. પરીખ. |

# ધર્મ સંરક્ષણ પ્રયત્ન.

## શ્રી નડીઆદમાં ગોસ્વામી શ્રીમદ્‌ગોકુલનાથજી મહારાજના અધ્યક્ષપણા નીચે મળેલી સભાનો હેવાલ.

લખવાને હર્ષ થાયછે કે ધર્મ તા. વૈષ્ણવ ધર્મ એ વિષયે ભાષણ સાંભળવાને તા ૨૫-૩-૯૩ ને વાર શનેઉને રોજ વડવેકુવે સાત સ્વરૂપની હવેલી (જુની હવેલી) માં શ્રીમદ્ ગોસ્વામી શ્રી ગોકુળનાથજી મહારાજના અધ્યક્ષપણા નીચે મોટી ગંજાવર સમસ્ત વૈષ્ણવની સભા ને કૃષ્ણ મહોદયના તંત્રી શેઠ. સાકળચંદ મગનભાઇના નિમંત્રણથી મળી હતી આશરે ૫૦૦-૭૦૦ વૈષ્ણવોની ઠઠ જામી હતી. આ સમયમાં અધ્યક્ષ સ્થાને શ્રી ગોસ્વામીજી બીરાજીને તેમની સાનિધ્યમાં ભાષણ કર્તાઓ ભાષણ કરે એ બીના અમારા જાણવા પ્રમાણે પહેલી વારકીજ છે.

રા રા. રણછોડલાલ મનસુખરામ માજી પોલીસ ઇન્સ્પેક્ટર રા.રા. ગોકળદાસ દ્વારકાંદાસ બી એ. રા. રા છોટાભાઇ પુરશોતમદાસ બીન વિહારીદાસ દેશાઈ તથા રા. રા. મગનભાઈ અંબાલાલ ભોણાભાઈ સાહેબ તથા રા. રા. બાળાશંકર ઉલ્લાસરામ કંથારિઆ. તથા લાલભાઈ મુળજી માજી મ્યુનિસિપલ કમીશનર તથા દામોદરદાસ ભવાંનીદાસ માજી મ્યુનિસિપલ કમીસ્નર વિ. તથા સંગીત શાસ્ત્રી રામેશ્વરજી હીરજી જાની તથા શાસ્ત્રી જમીયતરામ હરગોવિન્દ વિગરે ઘણા ગૃહસ્થો હાજર હતા. મકાનના દરવાજા આગળ ઇગ્લીશ બેન્ડ હાજર રાખવામાં આવ્યું હતું. સભામાં ઘણા લોકો ભરાયા બાદ મહારાજ શ્રીને પધરાવવા શેઠ. સાંકળચંદ મગનભાઈ તથા શાસ્ત્રી જમીયતરામ હરગોવન તથા રા. રા. બાલાશંકર ઉલ્લાસરામ કન્થારીઆ વિનતિ વાસ્તે ગયા હતા. પોતે તે વિનંતિ આદર સહીત સ્વીકારી સભામાં બીરાજી સભાપતિને સ્થાને બીરાજ્યા હતા તે વખતે સમસ્ત વૈષ્ણવોએ શ્રી "ગોકુલનાથજીકી જે" એ હર્ષ જનક શબ્દો કર્યા હતા, તેનો ધ્વનિ આખી સભામાં ગાજી રહ્યો હતો. પશ્ચાત્ શ્રી ગોકુલનાથજીની આજ્ઞા લેઈ શેઠ સાંકળચંદ મગનલાલે સીરૂઆતમાં સ્વકૃત કાવ્યો વાંચી સંભળાવ્યાં હતા તે નિચે પ્રમાણે. પ્રથમ કાવ્ય નીચેનું વાચ્યું હતું.

દોહરો.

વૈષ્ણવને આજ્ઞા કરો વાંચે ધર્મના ગ્રંથ,
ધર્મ તત્વના જ્ઞાનથી દુરે હૃદયના પંથ.

## શ્રી વલ્લભકુળને વીનંતિ.

### રાગ યથારૂચી.

શ્રી વલ્લભ કુળતંન, જય જય શ્રી વલ્લભ કુળતંન
પુષ્ટી જ્ઞાનનું દાન કરિ કરો શુદ્ધ હમારાં મન . જય જય ૧

દ્વૈત સ્માર્ત બન્ને ગાર્ગમાં તવ માર્ગ છે દ્વૈત,
દ્વૈત નામ પડ્યુ તે શાથી? શ્રુતિથી કરો બોધ. જય જય ૨

આચાર ને વિચાર તણો શો હેતુ છે જગ માંહ,
શૈવાતણો પ્રચાર મુખ્ય છે કારણ શું છે ત્યાંહ. જય જય ૩

શ્રુતિ સ્મૃતિ ગીતા ભાગવતથી પ્રમાણ હોયે જેહ,
તે થકી સમજાવો અમને મંગળાદી શું? એહ. જય જય ૪

લૌકીક સુખ સરવે પળાયે જગ બંધન છુટી જાય,
વલ્લભિ ધર્મની ખુબી ઘણીએ અન્ય ધર્મે નવ થાય. જય જય ૫

એ ધર્મની સરવે ખુબીઓ સમજાવવા સશાસ્ત્ર,
આજ્ઞા કરો વિરક્ત વૈષ્ણવને બોધ કરે ભણિ શાસ્ત્ર. જય જય ૬

માર્ગી પુસ્તકોનો શોધ કરીને સંગ્રહ કરો ભરપુર,
ગુર્જર ભાષ્ય કરાવો તેહનાં ઘણી તેની છે જરૂર. જય જય ૭

પુસ્તકો સર્વે પ્રસિદ્ધ કરાવો વાંચવાની છે જરૂર,
આજ્ઞા કરો સહુ વૈષ્ણવજનને જ્ઞાન વધે ભરપુર. જય જય ૮

અનાથાસે માસીક પત્રો કાઢે કો વૈષ્ણવ જંન,
આજ્ઞા કરો નિત્ય નિયમે વાંચે થાયે મન રંજન. જય જય ૯

સાંકળ કર જોડી કહે છે આપના દાસનો દાસ,
માર્ગ સિધ્ધાંત જાહેરમાં લાવી વૈષ્ણવની પુરો આશ. જય જય ૧૦

બીજુ કાવ્ય પોતાના ભાષણની સમાપ્તી વખતે વાંચવાનું હતુ તે પછીથી વાંચ્યુ હતું તે ભાષણની સમાપ્તીમાં આવશે.

---

## શેઠ. સાંકળચંદ મગનભાઇનું ભાષણ.

દયાસિન્ધુ શ્રીમદ્ ગોકુલનાથજી મહારાજ અને કૃપાળુ વૈષ્ણવો ! હું આપની સમક્ષ ધર્મ તથા વૈષ્ણવ ધર્મવિષે મારી અલ્પમતિ પ્રમાણે બોલવાની રજા લઉ છું. પ્રથમ તો ધર્મ એટલે શું? શાસ્ત્રોમાં તેનો એવો અર્થ કર્યોછે કે **वेदप्रणीतोधर्मः** વિગરે વેદે કહેલો માર્ગ તે ધર્મ ને તેથી ઉલટો તે અધર્મ. ભગવાન્ મનુએ ધર્મનાં દશ લક્ષણ કહ્યા છે તે પ્રમાણે મનુષ્ય વર્તે તે ધર્મ. પરન્તુ આ વ્યાખ્યાથી ધર્મ શબ્દનો અર્થ થયો હોય તેમ મારૂ માનવું નથી પ્રથમતો ધર્મ શબ્દમાં ધૃ ધાતુ રહેલો છે ને ધૃ એટલે ધારણ કરવું. આ અર્થ થાયછે અર્થાત્ સર્વ સમજથી વા અસમજથીજેને ધારણ કરેછે તેધર્મ; મનુષ્યને ધર્મની જરૂર છે કે નહી ? એ પ્રશ્ન પેહેલો ઉત્પન થાય છે મારૂ માનવુછે કે મનુષ્ય હમેશાં સુખને ઇચ્છે છે, કોઇ દુખને ઇચ્છતુ નથી, ને તે સુખ ધર્મની પ્રવૃતિમાંથી મળી શકેછે માટે મનુષ્યને ધર્મની જરૂર રહેછે. હવે અહી પણ બીજો પ્રશ્ન ઉઠશે કે સુખ કોને કેહેવું ? સુખતો લક્ષ્મી સ્ત્રી વૈભવાદીમાં પણ રહ્યુંછે. તેમાં ધર્મની કંઇ પણ જરૂર નથી. ને ધર્મતો લક્ષ્મી સ્ત્રી વિગરેથી વિરક્ત રેહેવાનુ કહેછે તો સુખ ધર્મમાં કયાં રહ્યું ? તેને મારે એટલીજ વિનંતિ કરવાની કે જે સુખ નિત્ય નિરવિઘ્નતાવાળું હોય તેને સુખ કેહેવુ તો રાજ્ય લક્ષ્મી સ્ત્રીઓના વૈભવમાં આનંદને સુખ હોયતો વિદ્વન્ મુકટમણી શ્રી ઉજ્જયનિ નગરી પતિ શ્રી ભતૃહરિએ રાજ્યપાટ લક્ષ્મી સ્ત્રીઓનો ત્યાગ કરી નિત્ય સુખની પ્રાપ્તિને માટે મહાત્મા મત્સ્યેન્દ્રનાથને શરણેજઇ અજ્ઞાનમય તમામ વાસનાઓ બાળી નાખી હું મારાનો અભિમાન ત્યાગ કરી પોતાના રાજ્યમાં પોતાની સ્ત્રી પાસે " ભિક્ષા દેના મૈયા પિંગળા" આ શબ્દોથી ભિક્ષા માગીને આનંદજનક વૈરાગ્યને પ્રાપ્ત થઇ, હઠયોગ તથા રાજયોગનો સ્વીકાર કર્યો. આ રાજા ગાંડો તથા મૂર્ખ કે અવ્યવસ્થિત ચિત્તનો હશે ને તેથી તેણે રાજપાટનો ત્યાગ કર્યો હશે ! એમ બીલકુલ ધારવું નહી. એ રાજા ઘણો વિદ્વાન, નીતિમાન્ ને શૃંગારાદિમાં પણ ઘણો કુશળ હતો. જેનાં સંસ્કૃતમાં બનાવેલાં ત્રણ શતકો સર્વને પ્રશંશનિય અને અભિનંદન કરવા યોગ્ય છે. જેણે હરી નામનુ વ્યાકરણ પણ બનાવેલું છે. કહો હવે તેને ગાંડો કહેશો કે ડાહ્યો ? એ સાંભળનાર ગૃહસ્થો સ્હેજે સમજી શકશે. તો ખરૂ સુખ રાજ્ય વૈભવાદિમા નથી તો

પછી આપણી પરોણે અજ્ઞાનજનક માનેલી પ્રાપ્ત થયેલી લાલસાને તે સુખ શીરીતે કેહવુ ? આ ઉપરથી સિદ્ધ થાયછે કે લૌકિક સુખ સંસારમય વાસનાવાળુ તે સુખ નથી, પણ દુખજ છે. તો હવે ધર્મની વ્યાખ્યા એવી થઈ કે " નિત્ય સુખની પ્રાપ્તિને માટે પ્રવૃતિ તે ધર્મ" ધર્મનો અર્થ તથા તેની વ્યાખ્યા મેં આપને કહી, પરન્તુ "વૈષ્ણવ ધર્મ" તેની શી મતલબ છે તે કેહેવાની રજા લેઉછું. ધર્મના જુદા જુદા પ્રવર્તકો મહાત્માઓ તથા આચાર્યોએ વેદ શાસ્ત્રાનુસારે તથા યુકિત અનુભવથી પોતાના જ્ઞાન પ્રમાણે અમુક વ્યકિતને ઇષ્ટ માની પ્રવૃતી કરાવી તે પરથી ધર્મને વિશેષણો પ્રાપ્ત થયાં કેટલાંક વિશેષણો ધર્મ પ્રવર્તકના નામનાં પ્રાપ્ત થયાં ને કેટલાકમાં ઇશ્વરને પુજ્ય ઠરાવ્યો હોય તેના નામનાં વિશેષણો પ્રાપ્ત થયાં જેમકે બૌદ્ધ ધર્મ, જૈન ધર્મ, શૈવ ધર્મ, વૈષ્ણવ ધર્મ, ઇસ્લામ ધર્મ તથા ક્રીસ્ચીયન ધર્મ. તેમાં પણ તેના પેટાભાગમાં મુખ્ય જેમકે વિષ્ણુને માની ધર્મ પ્રવર્તનારાઓમાં રામાનુજ, મધ્વ, નિંબાર્ક અને વલ્લભ એ ચારે આચાર્યોએ વિષ્ણુને જો કે ઇશ્વિર પ્રેમાસ્પદ આનંદ રૂપ માન્યા છે છતાં પ્રવૃતિ કરાવવામાં ને સિદ્ધાંતોમાં કેટલેક અંશે તફાવત રહે છે તેથી તેમના નામપરથી સંપ્રદાય શબ્દો ઉત્પન્ન થયેલા છે. જેમ કે મધ્વ સંપ્રદાય રામાનુજ સંપ્રદાય, નિંબારક સંપ્રદાય અને વલ્લભિ સંપ્રદાય જે વલ્લભિ ધર્મ પણ કેહેવાયછે. ટુંકામાં ધર્મને વિશેષણો પ્રાપ્ત થવાથી તે વિશેષ ધર્મ કેહેવાય છે, માટે વૈષ્ણવ ધર્મ એ વિશેષ ધર્મ છે. હવે એ વૈષ્ણવ ધર્મ આજથી ચારસે વર્ષોથી ઉત્પન્ન થયેલ છે કે અનાદિથી છે ? એ વિચારવાનુ છે. મારા સમજવા પ્રમાણે વૈષ્ણવ ધર્મ અનાદિ સિદ્ધ છે ને વલ્લભાચાર્ય તો તે ધર્મના પ્રવર્તક પરંપરા પ્રાપ્તિથી થયેલાછે ને વલ્લભાચાર્યના જન્મને તો ચારસે વર્ષ થયાંછે એ વાત હોનાથી નાકેહેવાય તેવી છે.

શાંડિલ્ય સંહિતામાં કહ્યું છે કે વૈષ્ણવ ધર્મ અનાદિ સિદ્ધ છે તેનો પ્રમાણ શ્લોક—

गोलोकाधिपतिःपुराद्विपमयेथीनारदाख्योमुनि

એટલે સાક્ષાત્ શ્રીગોલોકના અધિપતિ શ્રીકૃષ્ણે આ ધર્મનો બોધ શ્રી મહાદેવજીને કર્યો ને તેમણે નારદ મુનિને કર્યો ને તેમણે શુકદેવજીને

ને કર્યો ને તે પોતાનું શરીર સાતસેં વર્ષ સુધી ધારણ કરી પોતાના ગુરૂની આજ્ઞા પ્રમાણે પૃથ્વિમા ગુપ્ત રહ્યા હતા. પૃથ્વિ પરિક્રમા કરવાને ફ-રતાં ફરતા શ્રી વલ્લભાચાર્ય વિદ્યાના નગરમા પોતાના મામાને ત્યાં આ-વ્યા મામાએ તેમને જમવાનું કહ્યું ત્યારે તેમને કહ્યું કે હુતો મારા તથા મારા સેવકના હાથ શિવાય એટલે જેને બ્રહ્મસમર્પણ વા બ્રહ્મ સબંધ કર્યો છે તેના હાથ સિવાય અન્યના હાથનું ખાતો નથી આ વાતપરથી મામાને ગુસ્સો ચડગો ને કહ્યું કે ઠીક છે હું કૃષ્ણદેવ રાજાનો દાનાધ્યક્ષ છું ને કાલે સભામાં તમને હું આવવા દેવાનો નથી પોતે કહ્યું કે ઇશ્વરેચ્છા. વલ્લભાચાર્ય જ્યારે વિદ્યા નગરમા આવ્યા, ત્યારથી ખબર પડી હતી કે આવતી કાલે માયાવાદીને કનકાભિષેક કરાવવાનો છે, પણ મામાનું ગર્વ ભ-રીત બોલવું સાભળી પોતે મામાને ત્યાં સુતા છે. તેવામાં શ્રીગોવરધનનાથજી સાક્ષાત પૂર્ણ પુરૂષોત્તમે ચરણ સ્પર્ષ કરાવી વલ્લભાચાર્યને જગાડયા ને કહ્યું કે આ દુષ્ટના શબ્દોને સહન કરી કેમ સુતા છો ? કૃષ્ણદેવ જેવા રાજા કોટાન્ કોટ આપના ચરણાર્વિંદની અપેક્ષા રાખેછે તો આ દાનાધ્યક્ષ શીગણતીમાં છે ? પોતે તે સાંભળી માંમાને ત્યાથી નીકળી નદી કાઠે જઇ સધ્યાતર્પણ કરી પોતે સ્વતઃ સભામાં ગયા. ત્યાં તેમના કોટાન્ કોટી સૂર્યસમ તેજના પ્રભાવથી છડીદારને રોકવાની શક્તિજ ના રહી ( કારણ કે દાનાધ્યક્ષે કહ્યું હતું કે કોઇ નવા બ્રાહ્મણને આવવા દેવશ નહી ) ને સભાસદો સર્વ ઝાખા પડયા ને કૃષ્ણદેવરાજા પોતે સિંહાસનપરથી ઉઠી બે હસ્ત ને નીચુ મસ્તક નમાવી શાષ્ટાંગ દંડવત કરતો કરતો વલ્લભાચાર્ય પાસે આવ્યો, ને પ્રભુને કનક સિંહાસનપર પધરાવ્યા. શ્રીવલ્લભાચાર્યે પુ-છયુ કે રાજા આ શેની ગરબડ છે; રાજાએ દીનતા પૂર્વક કહ્યું કે ઘણા દિવસથી મારી સભામા બ્રહ્મ વાદના આચાર્યો તથા મહંતોને માયાવાદના આચાર્યો તથા મહંતો સાથે પોતપોતાના ધર્મનો વિવાદ ચાલતો હતો તે-માં છેવટે બ્રહ્મવાદની હાર ને માયાવાદની જીત; આ પરિણામપર વાત આ-વી છે તેનો આજે નીકાલ કરવાનો છે શ્રી વલ્લભાચાર્યે કહ્યું કે કોઇ દિ-વસ બ્રહ્મવાદ હાર પામી શકે તેમ નથી એતો તેના આચાર્યોની અજ્ઞાન-તાથીજ, વાત આ પરિણામે આવી હશે. પણ બ્રહ્મવાદ મારો છે. તે થોડા-ક વખતમા વાદવિવાદ કરીને બ્રહ્મવાદ સ્થાપન કરવાને હું તૈયાર છઉં. ત્યારે રાજાએ હા કહીને માયાવાદીઓને બોલાવ્યા. ત્યાં જ્યાં શ્રુતિ સ્મૃતિના વાદમા

માયાવાદીઓ હાર્યા ત્યારે કહ્યું કે આ ઘટ છે ને તે ઘટમાં દેવી છે તે જેનો માર્ગ સત્ય કહે તે ખરો; જો કે આ વાત માન્ય-કરવાજેવી નહી છતાં તેમની આ મલિન ઉપાસનાજનક દુષ્ટ વૃત્તિને રોકવા હા કહી, તેમને ઘણોએ દેવીને બોલાવવા પ્રયત્ન કર્યો ત્યારે કહ્યું કે હું હમેશાં બોલતી હતી પણ પતિના આગળ મારાથી કેમ અન્યાયનુ બોલી શકાય, મતલબ કે બોલી નહી ને માયા વાદીઓ હાર્યા ને શ્રી વલ્લભાચાર્યને કનકાભિષેક કરાવી બ્રહ્મવાદ સ્થાપનાર આચાર્ય તરીકે તિલક કર્યું. તેવામાં બાલ્વમંગળને ખબર પડી કે શ્રી વલ્લભાચાર્યનો અવતાર થયો છે. તે ત્યાં આવીને પોતાની વિષ્ણુ સ્વામીની ગાદીના આચાર્ય તરીકે શ્રી વલ્લભાચાર્યને પધરાવીને તિલક સ્વહસ્તે કરી વિષ્ણુ સ્વામીની ગાદીના આચાર્ય ઠરાવ્યા. સૃષ્ટિની આદીથીજ વૈષ્ણવ શૈવ ને બ્રાહ્મ એ ત્રણે પ્રકારના ભક્તો હતા શાંડીલ્ય નારદ વિગરે રૂષી મુનીઓ તથા પ્રહ્લાદાદિ નૃપોએ સર્વ વિષ્ણુ ઉપાસકને ભક્તિ માર્ગના અનુયાયી થઇ ગયા છે. વેદ કાળમાં જેમ હાલમાં સર્વત્ર સાધારણ કેળવાયલાઓ વા વગર કેળવાયલામાં ટાપટીપ તથા લુગડાંનો પેહેરવા ઓઢવાનો શોખ પ્રસરી ગયો છે તેવી રીતે સુર અસુર મનુષ્ય સર્વ સૃષ્ટિમાં યોગ માર્ગ પ્રસરી રહ્યો હતો. સર્વે પ્રાણાયામ તો કરતા હતાજ. તે તો તેમનો માત્ર નિત્ય નિયમનો વ્યાપાર થઈ પડયો હતો. જેથી કરી શારીરિક ને માનસિક પ્રકૃતિપર ઘણી સારી અસર ને પોતાનો કબજો રેહેતો હતો. દૈત્યાદિ જો કે વેદ ધર્મને છેદન કરતા હતા છતાં તેમનામાં યોગ જનક તપાદિ કરવામાં એવા સમરથ હતા કે તેમના કરેલા નિશ્ચયમાં દેવાદિ પણ ઢ અગ્નિની વૃષ્ટિ તથા રંભાદિ અપ્સરાઓથી તપ ભંગ કરવા વિઘ્ન કરતા હતા. છતાં તેઓનું કંઇ પણ ન ચાલતાં નિરાશ થતા હતા. માત્ર મલિન ને સ્વાર્થ વૃત્તિને લીધે તેઓ રાક્ષસની ગણનીમાં નિંદવા લાયક થયા હતા. ટુકામાં પૂર્વે યોગાભ્યાસ અખંડિત પ્રચલિત હતો તેની સાથે અમુક વિષ્ણુ વા શિવની ભક્તી પણ પ્રચલીત હતી શીવ અને વિષ્ણુ એ સર્વે બ્રહ્મ સ્વરૂપ છે વ્યક્તિ માત્ર જુદી છે. મતલબ કે શિવ ને વિષ્ણુ એકજછે; શિવે વિષ્ણુને આરાધ્યા છે ને વિષ્ણુએ શિવને આરાધ્યા છે, માટે એક મોટો ને એક ગૌણ માનીને તેમાં વળી જે શૈવો વા વૈષ્ણવો જેનામાં ધર્મના સ્વરૂપની અજ્ઞાનતા પ્રસરી રહી છે તેવા વિષ્ણુની તથા શિવની નિંદા કરે છે તે તો નરકનાજ અધિકારી છે [illegible]

દિન સુધી કષ્ટ કેમ વેઠયુ રામદાસજીએ કહ્યુ કે સત્ય છે પરંતુ એ ઠા-
કુરજીની મે બહુ દિવસ સેવા કરી છે માટે એટલો સબંધ તો રાખવો જો-
ઈએજ આ પ્રમાણે રામદાસજી ઘણા ભગવદી હતા પછી થોડાક દિવસ
શ્રીનાથજી સમીપ રહી પદ્મનાભદાસ કનોજ આવ્યા અને નિરંતર સેવા ક-
રવામા નિમગ્ન રહ્યા પદ્મનાભદાસ પ્રભુના પરમકૃપા પાત્ર તથા શ્રીઆ
ચાર્યજીના પરમપ્રીય થઈ ગયા છે એમની મહત્તાવું વર્ણન કયાસુધી કરીએ

---

## વાર્તા ૨.

### પદ્મનાભદાસની પુત્રી તુલસા.

એક સમય એક વૈષ્ણવ શ્રી આચાર્યજીનો સેવક હતો તે તુલસાને
ઘેર ઠાકુરજીના દર્શન અર્થ આવ્યો દર્શન કર્યા એટલે રાજભોગનો સમય
થયો તુલસાએ પેલા વૈષ્ણવને કહ્યુ કે ઉઠો સ્નાન કરો અને મહાપ્રસાદ
લ્યો. વૈષ્ણવે કહ્યુ ઘેર જઈ સ્નાન કરીશ. તુલસા ચુપ થઇ રહી અને વૈ
ષ્ણવ ઉઠીને પોતાને ઘેર ગયો. તુલસાને અત્યંત ખેદ થયો કે મારે ઘેરથી
આવેલો વૈષ્ણવ ભુખ્યો ગયો મનમા એમ આવ્યુ કે બ્રાહ્મણની જ્ઞાતિના
વ્યવહાર પ્રમાણે સખડી પ્રસાદ ના લીધો તો ભલે સવારે પુરી કરી એને
પ્રસાદ લેવડાવીશ પછી મેદો તૈયાર કરી રાખ્યો રાત્રે ઠાકુરજી મથુરાના
થજી જે પદ્મનાભદાસનુ સેવ્ય સ્વરૂપ છે તેણે તુલસાને સ્વપ્નમા કહ્યુ કે
પેલા વૈષ્ણવને આપણે ઘેર કેમ નહીં જમાડયો પ્રાત કાળમા ઉઠી પુરી બ
નાવી તુલસા ઠાકુરજીને ઉઠાડવા લાગી એટલામા પેલો વૈષ્ણવ આવ્યો
એને ઠાકુરજીએ સ્વપ્ન આપ્યુ હતુ અને આજ્ઞા કરી હતી કે આજ અ-

વસ્ય ત્યાં પ્રસાદ લેજો. તેથી ઉઠીને પ્રાતઃકાલમાં તે આવ્યો હતો. ઠાકુર-જીનાં દર્શન કરી બેઠો. તુલસા ભોગ ધરાવી બાહાર આવી, પેલા વૈષ્ણવ-ને કહ્યું કે ઉઠો સ્નાન કરો. રાજભોગનો સમય થયોછે; વૈષ્ણવે કહ્યું ભલે. સ્નાન કરી, ઈશ્વર સ્મરણ કરી રાજભોગનાં દર્શન કર્યાં. તુલસા પુરી, દહીં. વડાં ઇત્યાદિ લઇ આવી અને પ્રસાદ લેવાનું કહ્યું. વૈષ્ણવે કહ્યું હુ આ ન-હીં લઉં. મારે તો સખડી પ્રસાદ લેવો છે. ગઇ કાલે જ્ઞાતિ વ્યવહાર મ-નમાં આવવાથી સખડી પ્રસાદ લીધો નહોતો પરંતુ આજતો સાક્ષાત્ ઠા-કુરજીની આજ્ઞા સખડી પ્રસાદ લેવાનીજ છે માટે તે લઈશ. એમ કહી સ-ખડી પ્રસાદ આરોગ્યો અને બન્ને જણ ઘણાં પ્રસન્ન થયાં.

એક સમય શ્રી ગુસાંઇજી તુલસાને ઘેર પધાર્યા. તુલસાએ ભલી ભા-તે સેવા કરી તેથી શ્રી ગુસાંઇજી બહુ પ્રસન્ન થયા. એક દિવસ ભોજન કરી શ્રી ગુસાંઇજી પોઢોડયા હતા, તે સમય તુલસા સાથે ભગવદ્ વાર્તા-ના પ્રસંગમાં પોતે પ્રસન્નતાથી બોલી ઉઠયા કે પદ્મનાભદાસની સંતતી આવીજ જોઇએ, અને કહ્યું કે તુલસા ઠાકુરજીની સારી ભાવનાથી સેવા કરેછે. તુલસાએ કહ્યું કે હુંતો કંઇ કરતી નથી. પેટ ભરી ખાઉંછું. ભર નિંદ્રામાં સુઇ રહુંછું અને શ્રી આચાર્યજીના ગ્રંથોનું પઠન કર્યા કરૂંછું. શ્રી ગુસાંઇજી ઘણાજ પ્રસન્ન થયા. તુલસા એવીતો ભગવદી હે કે શ્રી ઠા-કુરજીનો વિયોગ ક્ષણભર પણ સહન કરી શકતી નહોતી. શ્રી આચાર્યજી-ની તથા શ્રી ગુસાંઇજીની મહાકૃપા પાત્ર થઇછે. આવા ભગવદી જનની સ્તુતિ કયાં સુધી કરીએ.

અહીં એટલુંજ સમજવું જોઇએ કે યદ્યપિ અમુક બાધક ઉપદેશ પાત્ર નહતા, તથાપિ ભક્ત જનોના ચિત્તમા જ્યારે પ્રેમનો આવેશ આવે છે ત્યારે પાત્રાપાત્રનો વિચાર કરતાજ નથી; એટલુંજ નહીં પણ તે જાણતાજ નથી કે હું કોને ઉપદેશ કરૂંછું તેમનું લક્ષ તો પ્રેમ રસ વડે બીજમાજ લિપ્ત છે ઉપલા શ્લોકોમા એમ કહ્યું કે.—

જ્યારે જન ભગવાને અનેક લીલાર્થે ધારણ કરેલા સ્વરૂપ, અવતારનાં કર્મ, અતુલ્ય ગુણ, અને પરાક્રમો સાંભળી જ્યારે હર્ષથી રોમાંચિત થઇ જાય છે તથા હર્ષાશ્રુથી ગદ્ગદ કંઠ થઇ જાય છે ત્યારે ઉંચા સ્વરથી ગાવા મંડી પડે છે, રૂવે છે, નાચે છે, કોઇ સમયે ભૂત વળગેલા મનુષ્યની પેઠે હસે છે, અગર બુમો પાડે છે; કોઈ વખત લાંબા નિશ્વાસ મુકે છે, કોઇ વાર તાદાત્મ્ય ગતિથી હે હરે ! નારાયણ; જગત્પતે ! આદિ નામ દઈ દઇ કીર્તન, પ્રિયનું ગુણસ્તવન, લજ્જા છોડી કરે છે. જ્યારે આવી ગતિ થઇ જાય છે ત્યારે મનુષ્ય સર્વ બંધનથી મુક્ત થઇ ભગવાનના ભાવ—ચેષ્ટા—તેમનુંજ અનુકરણ, તેવોજ આશય અને તેવીજ આકૃત્યાદિઓ કરવા માંડે છે આવા પોતાના પરમ પ્રેમ વડે સુકર્મ કે દુષ્કર્મના બીજને બાળી મુકી પોતે પરમ શાન્તિ તથા ભગવાનને પ્રાપ્ત થાય છે.

ઉપર જે ચેષ્ટા આદિનું અનુકરણ કરવા વિષે લખ્યું તે ઉપર ભાગવતમા પણ પ્રમાણ છે રાસપંચાધ્યાયીમાં જે વખતે ભગવાને પરમ પ્રેમરૂપા ગોપીકાઓને વેણુનાદ કરી બોલાવી અને પછી પોતે અંતર્ધાન થયા અને તેઓ વિહ્વળ થઇ નિર્હમા ભગવદ્ભાવ થઈ ગઇ ને વખતના યથાર્થ અસરકારક શ્લોક લખેલા છે. ત્યાં કહેલું છે

इत्युन्मत्तवचोगोप्यः कृष्णान्वेषणकातराः ॥ लीलाभगवतस्तास्तारनुचक्रुस्तदात्मिकाः ॥ १४ ॥ कस्याश्चित्पूतनायंत्याः कृष्णायंत्यपिबत्स्तनम् ॥ तोकायित्वारुदंत्यन्यापदाहन्शकटायतीम् ॥ १५ ॥ दैत्यायित्वाजहारान्यामेकाकृष्णार्भभावनाम् ॥ रिंगयामासकाप्यंघ्रीकर्षंतीघोषनिस्वनैः ॥ १६ ॥ कृष्णरामायितेद्वेतुगोपायंत्यश्चकाश्चन ॥ वत्सायंतींहंतिचान्यातत्रैकातुबकायतीम् ॥ १७ ॥ आहूयदूरगायद्वत्कृष्णस्तमनुकुर्वतीम् ॥ वेणुक·

णंतीक्रीडंतीमन्याः शंसंतिसाध्विति ॥ १८ कस्यांचित्स्वभुजं-
न्यस्यचलंत्याहापरानन्नु ॥ कृष्णोऽहंपश्यतगतिंललितामितित-
न्मनाः ॥ १९ ॥ माभैष्टवातवर्षाभ्यांतत्राणंविहितंमया ॥ इत्यु
क्त्वैकेनहस्तेनयतंत्युन्निदधे चरम् ॥ २० ॥ आरुह्यैकापदाक्रम्य-
शिरस्यान्यापरांनृप ॥ दुष्टाहेगच्छजातोहंखलानांननुदंडधृक् ॥
२१ ॥ तत्रैकोवाचहेगोपादावाग्निंपश्यतोल्बणम् ॥ चक्षूंष्याश्व
पिदध्वंवोविधास्येक्षेममंजसा ॥ २२ ॥

એ પ્રમાણે ઉન્મત્તના જેવાં વચન બોલતી, ભગવાનને શોધવાથી વિહ્વળ થએલી અને ભગવાનમાંજ જેઓનાં ચિત્ત લાગી રહ્યાં હતાં એવી ગોપીઓ ભગવાનની તે તે લીલાઓનું અનુકરણ કરવા લાગી. ભગવાનના જેવી લીલા કરતી કોઇ ગોપીએ પૂતના રૂપ થએલી બીજી ગોપીનું સ્તનપાન કર્યું. બાલક થઇને રોતી એક ગોપીએ ગાડારૂપ થએલી બીજી ગોપીને લાત મારી એક ગોપી દૈત્યરૂપ થઇને શ્રીકૃષ્ણના બાલકપણાની ભાવના કરનારી બીજી ગોપીને હરી ગઇ; એક ગોપીએ વાછડા જેવી થએલી બીજી ગોપીને પ્રહાર કર્યો અને એક બગલારૂપ થએલીને પ્રહાર કર્યો; એક ગોપી છેટે ગએલી ગાયોને જેમ શ્રીકૃષ્ણ બોલાવતા હતા તેમ બોલાવીને તેનું અનુકરણ કરતી હતી, વેણુ વગાડતી હતી અને ક્રીડા કરતી હતી તેને બીજી ગોપીઓ વાહવાહ કેહેવા લાગી. એક ગોપીના ઉપર હાથ મૂકીને ચાલતી અને ભગવાનમાંજ જેનું મન લાગ્યું હતું એવી બીજી ગોપી બોલી કે—હું કૃષ્ણ છું. મારી સુંદર ચાલ જુવો'. એક ગોપીએ વાયુ તથા વરસાતથી બીશો નહીં, તેથી રક્ષણનો ઉપાય હું કરછું એમ કહી યત્ન કરીને પોતાનું વસ્ત્ર ઊંચું ઉપાડયું. એક ગોપી બીજી ગોપી ઉપર ચડી તેના માથાને પગથી દબાવીને બોલી કે—દુષ્ટ સર્પ! જતો રેહે. ખલ લોકોને શિક્ષા કરવા સારૂ હું અવતર્યો છું'. ત્યાં એક; ગોપી બોલી કે-હે 'ગોવાળીઆઓ આ ભયંકર દાવાનળને જુવો. તુરત આંખ્યો મીચી જાઓ. હું તમારૂં રક્ષણ સહેજમાંજ કરીશ.' ત્યાં માળાથી ખાંડણીઆ સાથે બાંધેલી બીજી સુશોભના અને સુમધ્યમા ગોપી પોતાનું મોહોડું ઢાંકીને ભયનું અનુકરણ કરવાલાગી.

– તો ખરી ભકિત પ્રાપ્ત થવાના ફલનું લક્ષણ તો એજછે કે મનુષ્ય

મત્ત થઇ જાય છે, સ્તબ્ધ થઇ જાય છે, અર્થાત એને શોક વેદ ( જેમનું વર્ણન આગળ કરીશુ), ભૂત, પ્રેત, દેવતા, દેવ, મતિ, પ્રિયા, પ્રિય ઈત્યાદિ કોઇને પણ માનવુ અગર નમસ્કાર કરવો અગર તેમને કોઈ રીતે આદર કરવાની આવશ્યકતા રહેતી નથી. તથા પોતે આત્મારામ થઇ સંસાર વિષયો ત્યાગ થઇ જઇ ઇશ્વર રૂપ થઇ જાય છે આગળ ભક્તિનાં જુદાં રૂપ, જુદા જુદા આચાર્યોના મત અને નારદમતનુ પ્રતિપાદન બીજા અનુવાકમાં કરીશું.

## इतिप्रथमोनुवाकः

## બીજો અનુવાક.

### ७. ॐ सा न कामयमाना निरोध रुपात्

તે (ભક્તિ) કામનાને અર્થ નહીં જોઇએ કેમકે તે નિરોધ રૂપાછે.

इतिपदार्थः

ટીકા—આ સૂત્ર વડે ભગવાન નારદ કોઇપણ પ્રકારની ઇચ્છાને અર્થે—કાયિક, વાચિક માનસિક સુખાર્થ—પ્રેમનુ કેવળ ખંડન કરે છે. કોઇપણ કામનાર્થે કરેલી તે પ્રેમભક્તિ નથી પરંતુ એતો લોક વ્યાપાર છે. જેમ સંસારમાં જમવા જમાડવાનો, ચાંલ્લો કરવાનો, પરસ્પર મદદાયતાનો વ્યવહાર છે તેવો તેપણ એક વ્યવહાર સમજવો. આ પ્રમાણે શ્રીમદ્ ભાગવતમાં જ્યારે નૃસિંહરૂપ ભગવાને પ્રહ્લાદને વર માગવાની આજ્ઞા કરી ત્યારે પ્રલ્હાદે પણ એવો પ્રત્યુત્તર વાળ્યો કે મેં આપની સાથે વ્યાપાર નથી કર્યો પરંતુ આપની **પ્રેમરૂપાભક્તિ** કરી છે. સેવક થઇને સેવ્ય પાસે કંઈ પ્રાપ્તિની યાચના કરે તે સેવક નથી પરંતુ એતો એક વેપારી વાણીઓછે—દુકાનદાર છે,—પણ આપને જો વર આપવાની ઇચ્છા હોયતો એજ વર આપો કે મારા મનમાં કોઇપણ વર, રાજ્ય, ભોગાદિની ઉત્પત્તિજ થાય નહીં. " કોઇપણ ઇચ્છાની ઉત્પત્તિ એ દુઃખનુજ મૂલ છે ઇચ્છા ઉત્પન્ન થઇ કે તેની પછી સીમા નથી અને ઇચ્છિત સિદ્ધ ન થઈ એટલે દુઃખજ પ્રાપ્ત થયું. પરંતુ આપણોનો સદાનંદની પ્રાપ્તિનો ઉદ્યોગ છે. ઇચ્છા ભોગથી દુઃખ ઉત્પત્તિ ત્રૈ, ઇષ્ટ સદાનંદનો પણ ભંગ છે. માટે વાંચ્છાની ઉત્પ-

નિજ હોવી ન જોઈએ. ભગવાને શ્રી મુખે પણ આજ્ઞા કરી છે કે—

नमय्यावेशितधियांकामःकाम यकल्प्यते
भर्जिताक्वथिताधानाभूयोबीजायनेष्यते.

જે જનોનું ચિત્ત મારામાં શુદ્ધ રીતે પ્રતિષ્ઠિત છે તેમનાં કામ કામનાને અર્થ સિદ્ધ થતાં નથી; કેમકે શેકેલું તથા ખાંડેલું ધાન્ય ફરી ઉગતુંજ નથી.

જેમણે સર્વ આશા-કામના-માત્રને બાળી મુકી પરમેશ્વરમાં ચિત્તવૃત્તિ સલગ્ન કરી છે તેમને ઇચ્છા ( કારણ ) ના અભાવે અર્થ સિદ્ધિ ( કાર્ય ) હોયજ નહીં.

આ સૂત્રથી વિષય જન્ય પ્રેમને પણ નિવારણ કર્યો. જે જન સંસાર વિષયોનું ઇન્દ્રીય જન્ય સુખ અથવા ઇચ્છા વડે કરેલા પ્રેમને "અમે કોઈના ઉપર પ્રેમ કરીએ છીએ અને પ્રેમ પાશમાં સપડાયા છીએ" એઃ કહેછે (તેઓને દબાણ દેવામાં આવેછે કે) તેમણે પ્રેમ શબ્દને લજ્જીત ન કરવો, કેમકે

## પ્રેમતો સર્વદા કામના શુન્ય છે.

હવે ઉપર વર્ણવેલી કામનાની નિવૃત્તિ કેમ થાયછે તેનું કારણ સૂત્રના પાછલા ભાગમાં "તે નિરોધરૂપા છે" એમ કહી દર્શાવે છે. જો ચિત્ત નિરૂદ્ધ થશે તો કોઇ કામનાની ઉત્પત્તિ સ્વતઃ થશેજ નહીં.

ભક્તિ માર્ગીય પરમાચાર્ય શ્રી વલ્લભ મહાપ્રભુજીએ પોતાના રચેલા "નિરોધ લક્ષણ" નામે ગ્રંથમાં લખેલુ છે કે

अहं निरुद्धो रोधेन निरोध पदवीं गतः
निरुद्धानांतु रोधाय निरोधं वर्णयामिते.
हरिणा येविनिर्मुक्ता स्ते मग्ना भवसागरे,
ये निरुद्धास्तएवात्र मोदमायां त्यहर्निशं.

હું રોધથી નિરૂદ્ધ છું અને પદવીને પહોંચેલો છુ. પરંતુ નિરોધના અધિકારીઓને વાસ્તે નિરોધનું વર્ણન કરૂંછું. જેમનો હરિએ ત્યાગ કર્યોછે, તે આ ભવસાગરમાં ડુબેલા છે અને જેમને નિરૂદ્ધ કર્યા છે તે અહર્નિશ પરમાનંદ ભોગવે છે.

આ વાક્યથી એમ જણાય છે કે જો હરિકૃપા હોય તોજ નિરોધ પ્રાપ્ત થાયછે; તે સ્વસાધ્ય નથી. તેની જેના ઉપર ઇચ્છા થાયછે તેને નિરુદ્ધ કરેછે, નહિતો તેનો ત્યાગ કરેછે. નિરોધ લક્ષણ આગળ આઠમા સૂત્રમા આપેલુ છે તેથી અને લખ્યુ નથી અત્રેતો એટલુજ સમજવું કે નિરોધ એ સર્વ કામના શુન્યનાનુ સાધન છે. અને કામના શુન્ય ભક્તિ એ ઇશ્વર પ્રાપ્તિનું સબળ સાધન છે. માટે ભક્ત જને પ્રથમ નિરુદ્ધ થવું આવશ્યક છે

નિરોધ સ્વસાધ્ય નથી તેથી એવા નિરાશ ન થવું જોઇએ કે અમારો અંગીકાર કરવો અગર ન કરવો એ એને (ઇશ્વરને) આધીન છે, તો અમારે પ્રયત્નજ શાને કરવુ, અમારા ક્લેશ કર્યા છતા પણ એ અંગીકાર કરે વા નકરે, આવી શંકા કદાપિ ન કરવી, કેમકે આચાર્ય પોતાના ઉપર કહેલા ગ્રંથમા પાછી આજ્ઞા કરેછે કે—

क्लिश्यमानान् जनान्दृष्ट्वा कृपायुक्तो यदाभवेत्
तदासर्वं सदानन्द हृदिस्थ निर्गतं बहिः
सर्वानन्दमयस्यापि कृपानंद सुदुर्लभः
हृद्गतः स्वगुणान् श्रुत्वा पूर्णः प्लावयते जनान्
तस्मात् सर्वं परित्यज्य निरुद्धैः सर्वदा गुणाः
सदानंद परैर्गेयाः सच्चिदानंदता स्वतः

જ્યારે શ્રી હરિ જનોને ક્લેશીત જોઇને કૃપાયુક્ત થાય છે, ત્યારે સર્વ સદાનંદ રૂપ બાહર તેમજ અંતર પ્રગટ થાય છે. સર્વાનંદમય જનને પણ એની કૃપાનો આનંદ મળતો નથી. પરંતુ હૃદયમા રહે રહે પોતાનુ ગુણ કીર્તન શ્રવણ કરે છે ત્યારે પોતાની કૃપાના આનંદ વડે ભક્ત જનોને ભીંજાવી દેછે. સદાનંદપર નિરુદ્ધ જનોએ સર્વ બાધિત છોડી દેઇ તેનાજ ગુણ સદા ગાવા જોઇએ. તે વડે સચ્ચિદાનંદની પ્રાપ્તિ સ્વતઃ થશે; અર્થાત્ એતો નિયમજ છે કે સર્વસ્વ પરિત્યાગ કરીને જે એનુજ ભજન કરશે તેને નિરુદ્ધ કરી પરમાનંદનુ દાન હરિ પોતેજ કરશે આવી શ્રી સુબોધિની ગીતામા પ્રતિજ્ઞા પણ છે

| | | | |
|---|---|---|---|
| पियावास | करणी | गडुल | केसर |
| रीतवसंत | बरखा | मोगरो | कुभि |
| नरनारी . | आसुल | मरवो | कमल |
| कनेर | चपो | गुलसोण्णा | मोर(आवेको |